શિક્ષા કરી છે" ઇત્યાદિ જે બીના હતી તે કહી સભળાવી **વીરસેને** પોતાનાજ ભડારની મિલ્કત જાણી પાછી ભડારમા ભરાવી દીધી, અને ચારે ચોરોને પોતાના સેનાપતિ બનાવ્યા કારણ કે તે ઘણા બાહોશ ને બલવત હતા, એવા બલવતોથીજ રાજ્ય ટકી શકે છે એમ વિચારી **વીરસેને** સેનાપતિ તરીકે ગણ્યા બાકીની વચમા બનેલી બીના **ગુણમંજરીએ** કહી તે પછી **ધનદત્ત** શ્રેષ્ઠીને બોલાવી પૂછયુ–' હે શેઠજી! આ સ્ત્રીને તમે કયાયે દીઠી હતી? જે હોય તે સત્ય કહો ' શેઠ મતી **ગુણમંજરીને** જોઇ અત્યત આનદ પામ્યો, અને સર્વ હકીકત સભા સમક્ષ રાજાને કહી સભળાવી તે સાભળી **વીરસેન** રાજાએ પોપટ અને સર્વ ઋદ્ધિ રાજસભામા મગાવી એ બધુ શ્રેષ્ઠીને સુપ્રત કર્યુ, અને નગરશેઠની પદવી આપી પોતાના શહેરમા રાખ્યો

ત્યાર પછી **વીરસેન** રાજાએ પોપટને કહ્યુ–" હે સજ્જન શિરોમણિ કીર! વહાણ છુટા પડયા પછી તમે કયા ગયા? અને શુ આશ્ચર્યકારી વાત બની? તે કહી મારા તથા સભાજનોના મનને આનદિત કર ' ત્યારે પોપટે પણ **રતિસુદરી** પરણ્યા સુધીની વાત કહી સભળાવી આ પ્રમાણે સાભળી સભાસદોના આનદનો પાર રહ્યો નહિ, અને પછી શુ થયુ? તે સાભળવા સવ સાવધાન થયા

ત્યાર બાદ **ચતુરસાગર** મત્રીને બોલાવવામા આવ્યો **ચતુરસાગર** મત્રી સભામા હાજર થયો કે તરત મહારાણી **ગુણમંજરી** પર તેની દૃષ્ટિ પડી મત્રી સમજી ગયો કે "જરૂર, મને છેતરી ગઇ છે તેજ આ સ્ત્રી છે અરે! આ

સામે ટકી રહેવાનુ નૈતિક બળ નાખવ્યુ છે સ્ત્રીઓ પણ કવિ થઈ શકે છે, કારણ કે શિક્ષણ–સસ્કાર આત્મામા ઉતરે છે, તે સ્ત્રીજાતિ કે પુરૂષજાતિના ભેદની પરવાહ નથી કરતો આપણે જોઇ શકીએ છીએ અને સાભળીએ પણ છીએ કે–રાજપુત્રીઓ, મહામત્રીની પુત્રીઓ, કન્યાઓ, ગણિકાઓ અને નટભાર્યાઓ શાસ્ત્રજ્ઞ, પડિત અને કવિ હતી કેળવાયેલ અને સારા સસ્કાર પામેલી સ્ત્રી ઉચી ડીગ્રીએ ચડી શકે છે, માટે તેણીને તમે કળવો, એ આશયથી આ લખ્યુ છે ખરૂ ઘર સ્ત્રી છે, ભીંત કે છાપરૂ વિગેરે નથી

આમ મધ્યસ્થ ભાવપૂર્વક સ્ત્રીજાતિ ને પુરૂષજાતિ સમાન ગણવાના અસખ્ય દાખલાઓ જૈન સાહિત્યમા વેરાયેલા પડ્યા છે સ્ત્રીજાતિ પુરૂષજાતિ કરતા પણ ઉચી પદવી પ્રાપ્ત કરી શકે છે, એ બતાવવા માટે ચોવીશ તીર્થંકરોમા ઓગણીશમા તીર્થંકર **શ્રી મલ્લિનાથ** દીવાદાડી રૂપ છે મલ્લિ સ્ત્રીરૂપ હતા, છતા તેમણે આત્માનો ઉદ્ધાર કરી અજરામરત્વ મેળવ્યુ હતુ અત્યારે આપણે તેમને હૃદયપૂર્વક વાદીએ છીએ ઉપરાત સ્તુતિમા **ચક્રેશ્વરી પદ્માવતી શ્રુતદેવી. રોહિણી** તથા **પ્રજ્ઞપ્તિ** વિગેરે સોળ વિદ્યાદેવી, ભરતેશ્વર–બાહુબલિની સજ્ઝાયમા આવતી પવિત્ર સ્ત્રીઓ, મહાસતીઓ વિગેરે સ્ત્રીમ ઘનાજ અગ છે અને તે અગને પુરૂષવર્ગ આજે ભાવપૂર્વક વાદે છે એ વસ્તુ સ્ત્રીવર્ગની મહત્તાજ સૂચવે છે આમ સ્ત્રી માત્ર સ્ત્રી હોવાને કારણે ન્યૂન શક્તિવાળી કે ન્યૂન અધિકારવાળી નથી અનુકૂળતા હોય તો પુરૂષની પેઠે તે પોતાનો સપૂર્ણ વિકાસ સાધી શકે છે અલબત, અનેક જમાનાઓ થયા સ્ત્રી

**વીરસેન** રાજા હજુ કાંઈક આગળ બોલે છે તેટલામા સતી **ગુણુમ જરી**ના શીયલનો પ્રભાવ કરતા આકાશમાથી શાસનદેવે **ગુણુમ જરી** ઉપર પુલની વૃષ્ટિ કરીને 'સતી જય પામો, જય પામો ' એ પ્રમાણે સ્તુતિ કરી દેવ પોતાને સ્થાને ગયો આથી મહાસતી **ગુણુમ જરી**નો સુયશ ચારે દિશામા ફેલાયો, અને સતીના ગુણગાન થવા લાગ્યા

હવે નિષ્કટક રાજ્યને પાળતો **વીરસેન** રાજા બન્ને સ્ત્રીઓની સાથે સુખપૂર્વક રહેવા લાગ્યો સતી **ગુણુમ જરી**ને દેવવિમાનથી સૂચિત **દેવસેન** નામે પુત્ર થયો, અને **રતિસુદરી**ને ચદ્રસ્વપ્નથી સૂચિત **ચદ્રસેન** નામે પુત્ર થયો પાચ ધાવમાતાથી લાલન-પાલન કરતા તે બન્ને કુમારો બીજના ચદ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યા અનુક્રમે બહોતેર કળાઓમા પારગત થઈ યૌવન અવસ્થાને પામ્યા **દેવસેનને** ઉત્તમ કુળની અને સારૂ શિક્ષણ પામેલી **પ્રિયમ જરી** સાથે અને **ચદ્રસેનને ચદ્રાવતી** સાથે પરણાવ્યો તે બન્ને કુમારોને રાજ્યધુરા વહન કરવામા સમર્થ જાણી **વીરસેન** રાજાએ મોટા **દેવસેન** કુમારને રાજ્યાસન પર સ્થાપિત કર્યો, અને **ચદ્રસેન** કુમારને યુવરાજપદે સ્થાપી પોતે સર્વ ઉપાધિઓથી મુક્ત થઈ બન્ને મહારાણીઓ સાથે વિશેષ પ્રકારે ધર્મધ્યાનમા જોડાયો

કેટલોક કાળ વીત્યા બાદ **પૂર્ણચદ્ર** નામના સૂરીશ્વર ગુરૂ મહારાજ **સુરપુર** નગરમા પધાર્યા વનપાલકે આવી **વીરસેન** રાજાને વધામણી આપી કહ્યુ હે સ્વામિન્ ! આપના

ધર્મમાં રક્ત રહી આયુક્ષયે **મહેન્દ્રસેન** રાજા મરીને સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો, અને **મહિમાવતી** તેની દેવીપણે ઉત્પન્ન થઈ સુરસુખને ભોગવી આયુષ્યને અંતે ત્યાંથી ચ્યવીને હે રાજેન્દ્ર ! તે **મહેન્દ્રસેન** દેવનો જીવ તમે **વીરસેન** રાજા થયા, અને પૂર્વના સ્નેહથી **મહિમાવતી** દેવીપણાનો જીવ તમારી રાણી **ગુણમંજરી** થઈ કુલમદના કારણે તેણીને મોચીને ઘેર જન્મ લેવો પડયો હે નરેન્દ્ર ! મુનિને બાર ઘડી સુધી ગુરૂથી વિયોગિત કરી આહાર-પાણીમાં અંતરાય કર્યો, તે નિકાચિત કર્મના ઉદયથી તમારે રાજ્ય-ભ્રષ્ટ થઈ બાર મહિના સુધી ભીખારીની જેમ ભટકવું પડયું, અને મહારાણી **ગુણમંજરીને** પણ બાર મહિના સુધી વિવિધ સંકટો સહન કરવા પડયા અને પાછી ધર્મની આરાધના કરવાથી સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થઈ કહ્યું છે કે–

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥ १ ॥

હે ભવ્યાત્માઓ ! કર્મ કરતાં જીવને ભાન હોતું નથી, પણ જ્યારે ઉદયમાં આવે છે અને ભોગવવા પડે છે ત્યારે તે આત્મા રડવા બેસે છે પણ રડતાં તે કર્મો છૂટી જતા નથી જો તમારે સુખ જોઈતું હોય, દુ:ખ ન જોઈતું હોય, તો કોઈ પણ જીવાત્માને દૂભવશો નહિ, અને શ્રી જિનેશ્વર પ્રભુએ પ્રરૂપેલા એવા ધર્મને વિષે પ્રયત્નશીલ થજો ”

આ પ્રમાણે ગુરૂ મહારાજના મુખથી પોતાના પૂર્વભવને સાંભળી **વીરસેન** રાજા વૈરાગ્યવાન બની દીક્ષા લેવા માટે તૈયાર થયો તેમજ સતી **ગુણમંજરી** અને **રતિસુંદરી**

# સ્ત્રી વર્ગની પ્રતિષ્ઠા.

સ્ત્રીસન્માનની ભાવના ભારતવર્ષમા બહુ પ્રાચીન કાળથી ચાલી આવે છે એકજ ઉદાહરણ જુઓ—**સીતા-રામ**, **રાધા-કૃષ્ણ** વિગેરે શબ્દો દેશમા ઘણા જુના વખતથી બોલાતા પ્રસિદ્ધ છે, તેમા પહેલુ સ્ત્રીનુ નામ ઉચ્ચારવામા આવે છે, અને એ પછી પુરૂષનુ પ્રાચીન ઋષિનુ વાક્ય પણ પ્રસિદ્ધ છે કે—

यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता ।

અર્થાત્ જ્યા સ્ત્રીનુ સન્માન છે તે સ્થળ દેવતાઓની ક્રીડાભૂમિ બને છે

આ ઉક્તિમા સ્ત્રીનુ મહત્ત્વ કઈ હદ સુધી વર્ણવાયુ છે તેનો વાચક-વાચિકાઓ ખ્યાલ કરશે

સ્ત્રીઓની ધાર્મિક ભાવના પુરૂષો કરતા પ્રાય વિશેષ-રૂપમા જોવામા આવે છે જે આચારો કે નિયમોના સસ્કારો સ્ત્રીઓના દિલમા નખાય છે, તેમને તેઓ ખૂબજ ચુસ્તપણે વળગી રહે છે

જૈન શાસ્ત્રોમા અને જૈન પ્રાચીન આગમોમા જ્યા તીર્થંકર ભગવતોના સઘ-પરિવારનુ વર્ણન આવે છે ત્યા સાધુઓ કરતા સાધ્વીઓની, અને શ્રાવકો કરતા શ્રાવિકાઓની સખ્યા વિશેષ નોધાયેલી મળે છે

અર્થાત્—સ્ત્રી સંસારનું બીજ છે, નરકના દ્વારમાર્ગની દીવાદાંડી છે, શોકનો કન્દ છે, કજીયાનું મૂળ છે, અને દુઃખોની ખાણ છે

આ ઉક્તિ સામે નવયુગનો જવાબ છે કે—

भवस्य बीजं नरक-द्वारमार्गस्य दीपकः ।
शुचां कन्दः कलेर्मूलं, दुःखखानिश्च पूरुषः ॥ १ ॥

અર્થાત્—પુરૂષ સંસારનું બીજ છે, નરકના દ્વાર માર્ગનો દીવો, શોકનો કન્દ, ઝઘડાનું મૂળ અને દુઃખની ખાણ છે

आपदामाकरो नारी, नारी नरकवर्तनी ।
विनाशकारणं नारी, नारी प्रत्यक्षराक्षसी. ॥ १ ॥

આવા આરોપ સામે વર્ત્તમાન યુગનું સ્ત્રીજગત્ ધારે તો ચોખ્ખું સંભળાવી શકે તેમ છે કે —

पुरुषो विपदां खानि, पुमान् नरकपद्धतिः ।
पुरुषः पाप्मनां मूलं, पुमान् प्रत्यक्षराक्षसः ॥ १ ॥

અર્થાત્— પુરૂષ વિપત્તિની ખાણ છે, પુરૂષ નરકનો રસ્તો છે, પુરૂષ પાપનું મૂળ છે, પુરૂષ પ્રત્યક્ષ રાક્ષસ છે

પણ આમ એક-બીજાને ભાંડવાથી શું ? વાસ્તવમાં નથી સ્ત્રી નરકની ખાણ કે નથી પુરૂષ નરકની ખાણ નરકની ખાણ એક માત્ર પોતાની મલિનભાવના અને પાપવાસના છે પુરૂષને સ્ત્રી પરથી વૈરાગ્ય થાય એટલા ખાતર જો સ્ત્રીને માટે હલકા શબ્દો વપરાયા હોય તો સ્ત્રીને પુરૂષ પરથી વૈરાગ્ય થાય એટલા માટે પુરૂષ માટે પણ હલકા શબ્દો નહિ વપરાય કે ? માટે પોતાની દુર્બળતાનો દોષ બીજા પર નાખવા કરતાં પોતાનીજ નબળાઇનું અવલોકન કરી તેનું સંશોધન કરવું એજ ડહાપણ ભર્યું છે ન્યાયવિજય

दृष्टा तुष्टा प्रियालापा, पतिचित्तानुवर्त्तिनी ।
कुलौचित्याद् व्ययकरी, सा लक्ष्मीरिव नागरा ॥ १ ॥

અર્થાત્-દાઠી, સંતોષવતી, મધુરભાષિણી, પતિના ચિત્તને અનુસરનારી અને ઉચિત રીતે ખર્ચ કરનારી એવી ગૃહિણી લક્ષ્મી છે

જે કૈકેયીએ સમરાંગણમાં દશરથ રાજાના રથની ધરી એકાએક તુટી જતા પોતાની આંગળીને તે ધરીની જગ્યાએ ગોઠવીને પોતાના સ્વામિનાથને નિરાશામાથી ઉગારી લીધો હતો, જે સીતા રાવણ જેવા ભયંકર મદોન્મત્ત રાક્ષસથી પણ જરાય ભયભીત નહોતી થઇ, અને જે દ્રૌપદીએ જયદ્રથ રાજાને ધક્કો મારી નીચે પાડી દીધા હતો, તેમનામાં પરાક્રમ કેવા હશે ? બ્હેનો ! તમે પણ એજ માતાઓની પુત્રીઓ છો, પછી તમારામાં નબળાઇ શું ? એ ચારિત્રવતી માતાઓનુ આત્મનેજ તમારી અંદર પણ ભર્યું છે, ફક્ત ઉત્સાહ અને હિમ્મત જે તમારામાં મૃતપ્રાય બની ગયા છે તેનેજ પુન સજીવન કરવાની જરૂર છે ઉઠો, અને તમારી ફરજ વિચારો



દિશા શૂળ—

ગ્રામાંતર જવું હોય ત્યારે આ પ્રમાણે જોઈને જવુ

પૂર્વ—સોમ, શનિ

દક્ષિણ—ગુરૂ

પશ્ચિમ—રવિ, શુક્ર

ઉત્તર—મંગળ, બુધ

દિશા શૂળ ડાબી ભલી, જોગણ ભલી જો પુઠ,
જો ચંદ્રમા સન્મુખ હુવે, તો વાંને લંકા લુટ ૧

માટે દિશા શૂલ સન્મુખ હોય ત્યારે જવુ નહીં

યોગિની વાસ—

૧ ને ૯ પૂર્વ દિશામા

૩ ને ૧૧ અગ્નિ ખુણામા

૫ ને ૧૩ દક્ષિણ દિશામા

૪ ને ૧૨ નૈર્ઋત્ય ખુણામા

૬ ને ૧૪ પશ્ચિમ દિશામા

૭ ને ૧૫ વાયવ્ય ખુણામા

૨ ને ૧૦ ઉત્તર દિશામા

૮ ને ૩૦ ઇશાન ખુણામા

યોગિનીનુ ફલ—

સન્મુખ ભય રહે મરણકી, ડાબી સુખકી આશ,
પુઠે મનવાંછિત ફલે, જમણી ધનકી નાશ, ૧

**પ્રયાણમાં શુભ તિથિ—**

૧, ૬, ૧૧, એ નંદા તિથિ કહેવાય, આનંદ અને લાભદાતા છે,

૨ ૭ ૧૨ ભદ્રા તિથિ, કલ્યાણ અને શુભકારી છે

૩ ૮ ને ૧૩ જયા તિથિ, વિજય અને યશદાતા છે

૪ ૯ ૧૪ રિક્તા તિથિ, કલેશ અને સંતાપદાતા છે

૫, ૧૦, ૧૫ પૂર્ણા તિથિ, મનકામના સિદ્ધ થાય

| નામ | તિથિયોગ | સિદ્ધિયોગ | મૃત્યુ યોગ |
|---|---|---|---|
| નંદા | ૧ ૬ ૧૧ | શુક્રવાર | રવિ, મંગળ |
| ભદ્રા | ૨ ૭ ૧૨ | બુધવાર | સોમ, ગુરૂ |
| જયા | ૩ ૮ ૧૩ | મંગળવાર | બુધ |
| રિક્તા | ૪ ૯ ૧૪ | શનિવાર | ગુરૂ |
| પૂર્ણા | ૫ ૧૦ ૧૫ | ગુરૂવાર | શનૈશ્ચર |

**શુભ નક્ષત્ર—**

પુષ્ય, આશ્વિની, મૃગશીર્ષ રેવતી, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, જયેષ્ઠા અને મૂળ

**મધ્યમ નક્ષત્ર—**

રોહિણી, ત્રણ પૂર્વા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ચિત્રા, અને સ્વાતિ

લોચના નક્ષત્રો—

પુનર્વસુ, પુષ્ય, શ્રવણ અને ધનિષ્ઠા શુભ છે

દીક્ષા તથા પ્રતિષ્ઠાના મુહૂર્ત—

માસ દિવસ અને નક્ષત્ર ત્રણેની શુદ્ધિ જાણીને ધ્રુવ લગ્નમા દીક્ષા અને પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્ય કરવા રવિ, બુધ, ગુરૂ, અને શુક્ર, દીક્ષામા એ વાર શુભ છે અને પ્રતિષ્ઠામા સોમ, બુધ, ગુરૂ શનિ અને શુક્ર શુભ છે શુભ માસ-માર્ગશીર્ષ, માહ, ફાગણ, વૈશાખ, જેઠ, અષાડ માસ દીક્ષા પ્રતિષ્ઠા અને લગ્નમા શુભ છે

શુભ તિથિ ૨-૩-૫-૭-૧૦-૧૧-૧૩ એ દીક્ષામા શુભ છે શુકલ તિથિ ૧-૨-૫-૧૦-૧૩-૧૫ વદ ૧-૨-૫ તિથિઓ પ્રતિષ્ઠામા શુભ છે,

---

## ગ્રહદશામા જાપ.

સૂર્યની દશામા ૬ઠ્ઠા ભગવાનનો જાપ કરવો, ચંદ્રની દશામા ૮મા ભગવાનનો જાપ, મંગળની દશામા ૧૨ મા ભગવાનનો જાપ, બુધની દશામા ૧૩-૧૪-૧૫-૧૬-૧૭—૧૮-૨૧-૨૪મા ભગવાનનો જાપ, ગુરૂની દશામા ૧-૨-૩-૪—૫-૭-૧૦-૧૧ મા ભગવાનનો જાપ, શુક્રની દશામા ૯ મા ભગવાનનો જાપ, શનિની દશામા ૨૦ મા ભગવાનનો જાપ, રાહુની દશામા ૨૨ મા ભગવાનનો જાપ, કેતુની દશામા ૧૯-૨૩ મા ભગવાનનો જાપ કરવો,

૭ દિવસે ઉત્તર દિશા તરફ અને રાત્રે દક્ષિણ દિશા તરફ મુખ રાખી મલ-મૂત્રનો ત્યાગ કરવો

૮ ચદ્ર-સૂર્યના ગ્રહણ સમયે ભોજન ન કરવુ હમેશા ભોજન મૌન કરી કરવુ ઉભા ઉભા પાણી પીવુ નહિ ગુરૂ, રાજા કે પોતાના વડિલો સકટમા હોય ત્યારે ભોજન ન કરવુ

૯ પૂર્વ દિશાએ અથવા દક્ષિણ દિશાએ ઓશીકુ કરી સૂવુ

૧૦ સાધુ, સાધ્વી, અથવા પોતાના સગા-વ્હાલાને વળાવી આવ્યા પછી સ્નાન ન કરવુ પરગામથી આવીને અથવા પરગામ જતી વખતે સ્નાન ન કરવુ, પૂજા માટે નિષેધ નથી

૧૧ નોમ, ચોથ, ચઉદશ, છઠ, આઠમ, અને અમાવાસ્યા, એ છ તિથિએ, તથા, શનિ, રવિ અને મગળ, એ ત્રણ વારમા હજામત ન કરાવવી

---

## અગ સ્ફુરણ શુભાશુભ ફળ.

પુરૂષોને જમણુ અગ સ્ફુરણ થતા, અને સ્ત્રીઓને ડાબુ અગ સ્ફુરણ થતા ફળ જાણવુ અગ સ્ફુરણ ફળનો કોઠો આ પછીના પૃષ્ઠમા આપ્યો છે—

| સ્થાન | ફળ | સ્થાન | ફળ |
|---|---|---|---|
| વામોરો | મૃત્યુત દુ ખ | ભ્રૂનનોમધ્યે સ્ફુરણે | પ્રિય સ ગમ |
| દક્ષિણુ જાનૌ | સુખ | નાસાક્ષિમધ્યે સ્ફુરણે | મહાય લાભ |
| વામ જાનૌ | પશુનાશ | | |
| દક્ષિણુ જઘને | સુખ | કર્ણ સ્ફુરણે | પ્રિય વાર્તા |
| વામ જઘને | ક્લેશ | ગ ડ સ્ફુરણે | સ્રી લાભ |
| દક્ષિણુ સ્ફિચિ | અર્થ વૃદ્ધિ | અધરોષ્ઠયો | મિષ્ઠભોજન |
| વામે સ્ફિચિ | સ્રી વિયોગ | કઠ સ્ફુરણે | ભોગ લાભ |
| દક્ષિણુ ગુલ્ફે | પ્રિયાગમ | બાહુ સ્ફુરણે | મિત્ર સમાગમ |
| વામે ગુલ્ફે | નાશ | હસ્ત સ્ફુરણે | ધનાગમ |
| પાદયો | ગમન | પૃષ્ઠ સ્ફુરણે | પરાજય |
| અગ્રે | દૂર વાર્તા | ઉરસિ સ્ફુરણે | જય |
| પૃષ્ઠે | નષ્ટ વાર્તા | પાર્શ્વ સ્ફુરણે | પ્રમોદ |
| વામ ભાગે | હાનિ | હૃદય સ્ફુરણે | દુ ખ ધનાન્ત |
| દક્ષિણ ભાગે | ધનમ્ | લિંગ સ્ફુરણે | સ્રી લાભ |
| પરિતો બ્રહ્મણે | ક્ષિતિ | અ ડ સ્ફુરણે | પુત્ર જન્મ |
| મસ્તક સ્ફુરણે | પૃથ્વી લાભ | ચરણોધ્વ સ્ફુરણે | સ્થાન પ્રાપ્તિ |
| લલાટ સ્ફુરણે | સ્થાન વૃદ્ધિ | પાદતલ સ્ફુરણે | યાત્રા લાભ |

卐

વર્ગ-વેર જે વર-કન્યાને ન આવતા હોય તેમના લગ્ન કર વાથી વર-કન્યા સુખી થાય અને વર્ગ-વેર આવતા હોય તો દુઃખી થાય છે આ પ્રમાણે શે૦ અને ગુમાસ્તાના નામ ઉપરથી પણ જોવાય છે

## વર્ણ જોવાનુ કોષ્ઠક.

| બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શુદ્ર |
|---|---|---|---|
| કર્ક | મેષ | વૃષભ | મિથુન |
| વૃશ્ચિક | સિંહ | કન્યા | તુલા |
| મીન | ધન | મકર | કુંભ |

**સમજ**—વર અને કન્યાના નામના પહેલા અક્ષર ઉપરથી તેની રાશિ સમજી તે રાશિ ઉપરથી ઉપરના કોષ્ઠકમા વર્ણ જોવો જેમકે—**જયતી** નામના વરની **મકર** રાશિ, તેથી તેનો વર્ણ **વૈશ્ય** થયો લલિતા નામે કન્યાની **મેષ** રાશિ, તેથી તેનો વર્ણ **ક્ષત્રિય** થયો હવે ક્ષત્રિય વર્ણ કરતા વૈશ્ય વર્ણ ઉતરતો છે, કારણ કે, બ્રાહ્મણ કરતા ક્ષત્રિય વર્ણ ઉતરતો, ક્ષત્રિય કરતા વૈશ્ય ઉતરતો, અને વૈશ્ય કરતા શુદ્ર વર્ણ ઉતરતો છે શાસ્ત્રમા તો ચડતા વર્ણનો વર અને ઉતરતા વર્ણની કન્યા હોય તો સારૂ એમ કહ્યુ છે, માટે અહીં વર-કન્યાનો તે યોગ સારો નથી

## યોનિ જોવાનુ કોષ્ટક.

| નક્ષત્રોના નામ | યોનિ (જાનવરના નામ) |
|---|---|
| અશ્વિની, શતભિષા | ઘોડો |
| ભરણી, રેવતી | હાથી |
| કૃત્તિકા, પુષ્ય | બકરો |
| રોહિણી, મૃગશીર્ષ | સાપ |
| આર્દ્રા, મૂલ | કુતરો |
| પુનર્વસુ, આશ્લેષા | બિલાડો |
| મઘા, પૂર્વા ફાલ્ગુની | ઉંદર |
| ધનિષ્ઠા, પૂર્વા ભાદ્રપદ | સિંહ |
| હસ્ત, સ્વાતિ | ભેંસ |
| ચિત્રા, વિશાખા | વાઘ |
| અનુરાધા, જયેષ્ઠા | હરણ |
| પૂર્વાષાઢા, શ્રવણ | વાદરો |
| ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરા ભાદ્રપદ | ગાય |
| ઉત્તરાષાઢા, અભિજિત | નોળીયો |

સમજ—જેમકે જયતી નામે વરનુ જન્મનક્ષત્ર ધનિષ્ઠા છે, તેથી ધનિષ્ઠા નક્ષત્રની સિંહની યોનિ થઈ, અને લલિતા કન્યાનુ જન્મનક્ષત્ર ભરણી છે, તેથી તે ભરણી નક્ષત્રની હાથીની યોનિ થઇ હવે હાથીને અને સિંહને વેર છે, માટે સારૂ નથી કારણ કે-સિંહ અને હાથીને, ભેંસ અને ઘોડાને, સાપ અને નોળીયાને, ઉંદર અને બીલાડાને, કુતરાને અને વાદરાને વેર છે એવી રીતે યોનિ (જાતિ) ઉપરથી જે વર-કન્યાને વેર આવતા હોય તેમના લગ્ન કરવા નહીં

હવે જયતી નામે વરની મકર રાશિ, અને મકર રાશિનો સ્વામી શનિ, તેમજ લલિતા નામે કન્યાની મેષરાશિ, તેનો સ્વામી મંગલ છે હવે શનિની સાથે મંગલને શત્રુતા છે, માટે એ નામવાળા વર-કન્યાને બનાવ રહેશે નહીં તેવી રીતે વર-કન્યાની રાશિના સ્વામીની ઉપરના કોષ્ટકમા બતાવ્યા પ્રમાણે નરખામણી કરતા રાશિના સ્વામીની પરસ્પર મિત્રતા હોય તો વર-કન્યાને સારી રીતે બનશે, અને સમભાવ હોય તો સમતા ( મધ્યમ બનાવ ) રહેશે, અને શત્રુ હોય તો બનાવ રહેશે નહીં એમ સમજવુ

## વર-કન્યાને બનાવ જોવા માટે ગણની સમજ.

| દેવગણના નક્ષત્ર | મનુષ્યગણના નક્ષત્ર | રાક્ષસગણના નક્ષત્ર |
|---|---|---|
| અશ્વિની | ભરણી | કૃત્તિકા |
| મૃગશીર્ષ | રોહિણી | આશ્લેષા |
| પુનર્વસુ | આર્દ્રા | મઘા |
| પુષ્ય | પૂર્વા ફાલ્ગુની | ચિત્રા |
| હસ્ત | ઉત્તરા ફાલ્ગુની | વિશાખા |
| સ્વાતિ | પૂર્વાષાઢા | જ્યેષ્ઠા |
| અનુરાધા | ઉત્તરાષાઢા | મૂલ |
| શ્રવણ | પૂર્વા ભાદ્રપદ | ધનિષ્ઠા |
| રેવતી | ઉત્તરા ભાદ્રપદ | શતભિષા |

## ૧ સારી લેણા-દેણી

સારી લેણા-દેણી બે પ્રકારની છે- ૧ દશ અને ચાર રાશિવાળી, ૨ અગીયાર અને ત્રણ રાશિવાળી તેની સમજ નીચે પ્રમાણે—

જયતી નામે વરની મકર રાશિથી લલિતા નામે કન્યાની મેષ રાશિ સુધી ગણતા ચાર થાય છે અને લલિતાની મેષ રાશિથી જયતીની મકર રાશિ સુધી ગણતા દશ થાય છે હવે દશ-ચાર રાશિવાળી લેણા-દેણી સારી કહેવાય છે તેવીજ રીતે વરખ અને કુંભને, મિથુન અને મીનને, કર્ક અને મેષને, સિંહ અને વૃષભને, કન્યા અને મિથુનને, તુલા અને કર્કને, વૃશ્ચિક અને સિંહને, ધન અને કન્યાને, મકર અને તુલાને, કુંભ અને વૃશ્ચિકને, તથા મીન અને ધન રાશિવાળાને દશ-ચાર રાશિવાળી લેણા-દેણી સારી જાણવી અને તેવી રીતે જે વર-કન્યાની લેણા-દેણી આવતી હોય તેમના લગ્ન કરવાથી સુખી થાય છે

હવે અગીયાર અને ત્રણ રાશિવાળી લેણા-દેણી પણ સારી કહેવાય છે જેમકે મેષ અને મિથુનને, વૃષભ અને કર્કને મિથુન અને સિંહને, કર્ક અને કન્યાને, સિંહ અને તુલાને, કન્યા અને વૃશ્ચિકને, તુલા અને ધનને, વૃશ્ચિક અને મકરને, ધન અને કુંભને, મકર અને મીનને, કુંભ સાથે મેષને, તથા મીન રાશિવાળા સાથે વરખ રાશિવાળાને અગીયાર-ત્રણવાળી રાશિ ગણાય છે, અને તે સારી કહેવાય છે

## ૪ દ્વિર્દ્વાદશક ( બીઆબારૂ ).

દ્વિર્દ્વાદશક ( બીઆબારૂ )ના બે ભેદ છે, સારૂં અને નબળુ

**સારૂ દ્વિર્દ્વાદશક ( બીઆબારૂ )**—વરખ રાશિવાળા સાથે મિથુન રાશિવાળાને, કર્ક સાથે સિંહને, સિંહ સાથે કન્યાને, કન્યા સાથે તુલાને, વૃશ્ચિક સાથે ધનને, મકર સાથે કુંભને, તથા મીન રાશિવાળા સાથે મેષ રાશિવાળાને બીઆબારૂ સારૂ કહેવાય છે એવી રીતના બીઆબારામા પરસ્પર સંબંધ કરવામા હરકત નથી

**નબળુ દ્વિર્દ્વાદશક ( બીઆબારૂ )** મેષ રાશિવાળા સાથે વરખ રાશિવાળાને, મિથુન સાથે કર્કને, તુલા સાથે વૃશ્ચિકને, ધન સાથે મકરને તથા કુંભ રાશિવાળા સાથે મીન રાશિવાળાને નબળુ બીઆબારૂ જાણવુ તેમા વર—કન્યાના લગ્ન કરવાથી દરિદ્રતા અને કલેશ થાય છે

## ૫ નવ પંચક.

નવ પંચકના બે ભેદ છે, સારૂ અને નબળુ

**સારૂ નવપંચક**—મેષ રાશિવાળા સાથે સિંહ તથા ધન રાશિવાળાને, વરખ સાથે કન્યા તથા મકર રાશિવાળાને, મિથુન સાથે તુલા અને કુંભ રાશિવાળાને, તથા મીન રાશિવાળા સાથે કર્ક રાશિવાળાને પ્રીતિ નવપંચક કહેવાય છે તેમા લગ્ન કરવાથી વર-કન્યા સુખી થાય છે

**નબળુ નવપંચક**—કન્યા રાશિવાળાને મકર રાશિવાળા સાથે, વૃશ્ચિક રાશિવાળાને કર્ક રાશિવાળા સાથે, કુંભ રાશિ-

નક્ષત્ર આદ્ય નાડીમા હોય તો વરનો નાશ, અને મધ્ય નાડીમા હોય તો ધનનો નાશ, તથા અંત્ય નાડીમા હોય તો સંતાનસુખ મળે નહીં માટે એક નાડીવાળા વર-કન્યાના લગ્ન કરવા નહિ

## નક્ષત્ર અને પુનમના યોગથી સુકાળ તથા દુષ્કાળ જાણવાની રીત.

કાર્તિકી પુનમના દિવસે અશ્વિની નક્ષત્ર હોય તો ચાર માસ સુકાળ, અને ભરણી નક્ષત્ર હોય તો આઠ માસ દુકાળ પડે તેમજ કૃત્તિકા નક્ષત્ર હોય તો રસકસ ઓછા નીપજે રોહિણી નક્ષત્ર હોય તો સુકાળ થાય

ફાગણ માસની પુનમે મઘા નક્ષત્ર પુરેપુરૂ હોય તો ચારે માસ સુકાળ થાય પણ તેલ ઘી વિગેરે મોઘુ વેચાય

અસાડ માસની પુનમે મૂલ અથવા પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો દુકાળ પડે, પણ ઉત્તરાષાઢા હોય તો સુકાળ થાય

પોષ વદિ પાચમે શતભીષા નક્ષત્ર હોય અને સર્વ દિશાના વાયુ વાય તો દુકાળ પડે

પોષ શુદિ ૭, ૮ કે ૯ ને દિવસે ટાઢ ઘણી પડે તો ચોમાસામા વરસાદ થવાનો ગર્ભ બધાયો એમ જાણવુ

પોષ વદિ આઠમને દિવસે વાદળા થાય તો સર્વ દેશમા સુકાળ થાય

પોષ વદિ અમાસે રવિવાર હોય તો પૃથ્વીમા ઉત્પાત થાય,

જેઠ માસમા મિથુન સક્રાતિ-બુધવારે આવે તો લોકોમા ઉત્સાહ વધે, રવિ મગળ કે શનિવારે હોય તો પ્રજાને કલેશ થાય, સોમ ગુરૂ કે શુક્રવારે હોય તો દરેક ચીજોની મોઘવારી થાય

અસાડ માસમા કર્ક સક્રાતિ-રવિવારે આવે તો અન્ન મોઘુ થાય, સોમવારે આવે તો પ્રજાઓ સુખી થાય, અને ઘી તેલ વિગેરે રસકસ સસ્તા થાય, મગળવારે કે શનિવારે આવે તો દેશમા લડાઈ અને લોકોને ભય થાય, બુધવારે આવે તો દેશમા સોનુ રૂપુ મોઘુ થાય, અને બીજી વસ્તુ સરખા ભાવે રહે, ગુરૂવારે આવે તો ગોળ મોઘો થાય, શુક્રવારે આવે તો લોકોમા લડાઇ થાય

શ્રાવણ માસમા સિહ સક્રાતિ-રવિ, સોમ, બુધ કે ગુરૂવારે આવે તો વરસાદ સારો થાય, અનાજ સસ્તુ વેચાય, અને લોકો સુખી થાય મગળવારે આવે તો વરસાદ વધારે અને લોકોને પીડા તથા છત્રભગ થાય શુક્રવારે આવે તો ધાન્ય અને ખેતી બગડે, શનિવારે આવે તો મોઘવારી થાય, તથા પ્રચડ વાયુ વાય

ભાદરવા માસમા કન્યા સક્રાતિ-સોમ, મગળ કે શનિવારે આવે તો લોકો દુખી થાય, અને અનાજ મોઘુ થાય બુધવારે આવે તો લોકો દુખી થાય, પણ અનાજ સસ્તુ થાય રવિ ગુરૂ કે શુક્રવારે આવે તો ઘઉ જાર અડદ ચણા વિગેરે સારા થાય

આસો માસમા તુલા સક્રાતિ-રવિ કે મગળવારે આવે તો લોકોને ભય, તથા [illegible] લશ્કર લઈ દેશ ઉપર

ફાગણ માસમા મીન સક્રાંતિ-રવિ મગળ કે શનિવારે હોય તો મોતી, મીણ, પરવાળા, કપાસ, રૂ, ઘી વિગેરે રસકસ મોંઘા થાય એમ બુધ કે શુક્રવારે આવે તો સુકાળ, અને ગુરૂવારે આવે તો લોકોમા પીડા થાય

## વરસાદમા આવતા ચાર સ્તભોની સમજ

ચૈત્ર શુદ પડવાને દિવસે રેવતી નક્ષત્ર હોય તો પાણીનો સ્તભ, વૈશાખ શુદ પડવાને દિવસે ભરણી નક્ષત્ર હોય તો ઘાસનો સ્તભ, જે૦ શુદિ પડવાને દિવસે મૃગશીર નક્ષત્ર હોય તો વાયુનો સ્તભ, અને અસાડ શુદિ પડવાને દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય તો અનાજનો સ્તભ જાણવો વરસમા જેમ વધારે સ્તભ હોય તેમ સારૂ જાણવુ

## સવત ઉપરથી શુભાશુભ ફલ—

વિક્રમ સવતને ત્રણે ગુણી પાચ ઉમેરીને સાતથી ભાગવા જો ૧ શેષ રહે તો પ્રજામા પીડા, ૨ રહે તો સુકાળ, ૩ શેષ રહે તો દુષ્કાળ, ૪ રહે તો ભય, પાચ અથવા છ શેષ રહે તો જગતમા પીડા, અને ૦ શેષ રહે તો પ્રજાઓમા ઉપદ્રવ થાય

## સુકાળ જોવા માટે વરસના ચિહ્નની સમજ

માગશરમા પવન, માહમા ટાઢ, ફાગણમા પવન, ચૈત્રમા આકાશ નિર્મળ, વૈશાખમા પચરગી વાદળા અથવા વરસાદના છાટા, જે૦મા ઘણો તાપ, અને આર્દ્રામા વરસાદ, આ પ્રમાણે જો થાય તો સુકાળ થાય

અસાડ માસમા પુનમે સોમવાર હોય, પૂર્વ દિશાનો પવન વાય, દિવસે રાતા વાદળા રહે, અને રાત્રે આર્દ્રા ઉગે,

વડે ફેરવવી, આસન ડાભનું લેવું, સફેદ ધોતીયું પહેરવું, અને સફેદ અંતરવાસીયું રાખી ડાબા હાથે જપ કરવા

લક્ષ્મી મેળવવા કે ધંધા રોજગારમાં લાભ થવા વિગેરે માટે પૂર્વ કે દક્ષિણ દિશા તરફ મુખ રાખી પદ્માસને બેસી લાલ રંગની માળા, લાલ અંતરવાસિયું, અને લાલ રંગનું ઉનનું કે મખમલનું આસન રાખી જમણા હાથે જપ કરવા

સ્તંભન એટલે દુશ્મન વિગેરેને રોકવું એ કામમાં મુખ પૂર્વ દિશા તરફ રાખવું, માળા સોનાની અથવા પોખરાજની વાપરવી આસન પીળા રંગનું, જમણા હાથે વચલી આંગળી ને અંગુઠા વડે માળા ફેરવવી

ઉચ્ચાટનમાં મુખ વાયવ્ય ખુણામાં રાખવું માળા પાનાની હરિયાળા રંગની લેવી, આસન ડાભનું, મંત્ર બોલી જમણા હાથની તર્જની આંગળી ને અંગુઠા વડે માળા ફેરવવી

શાંતિ કાર્યોમાં વારૂણી યાને પશ્ચિમ દિશા તરફ મુખ રાખી, મોતીની અથવા સફેદ રંગની માળા અનામિકા એટલે ટચલી આંગળીની પાસેની આંગળી તથા અંગુઠા વડે ફેરવવી આસન ડાભનું કે ધોળા રંગનું રાખવું, ને સફેદ કપડાં પહેરવામાં તથા ઓઢવામાં લેવાં

પૌષ્ટિક કાર્યમાં નૈર્ઋત્ય ખુણે મુખ રાખી, ડાભના આસન પર બેસી, મોતીની કે સફેદ રંગની માળા અનામિકા આંગળી ને અંગુઠા વડે ફેરવી જપ કરવા વસ્ત્ર સફેદ વાપરવા

મંત્ર સાધતા સવા લાખ જપ જેટલા દિવસમાં પોતાનાથી થઇ શકે તેટલા દિવસમાં પૂરા દરરોજ નિયમિત વખતે

વિઘ્નો નાશ પામે છે એના ૩૫ અક્ષરો છે પહેલા ચરણમા ૭ અક્ષરો છે, બીજા ચરણમા ૫ અક્ષરો છે, ત્રીજા ચરણમા ૭ અક્ષરો છે, ચોથા ચરણમા ૭ અક્ષરો છે, અને પાચમા ચરણમા ૯ અક્ષરો છે એમ એકદરે ૩૫ અક્ષરો થાય છે એના પહેલા ચરણની ૧૧, બીજા ચરણની ૯, ત્રીજા ચરણની ૧૧, ચોથા ચરણની ૧૨, અને પાચમા ચરણની ૧૫ મળી કુલ ૫૮ માત્રાઓ છે

જે કાર્યની સિદ્ધિ જે મત્ર જપવાથી થાય છે, તેજ મત્ર તે કાર્યની ફળપ્રાપ્તિમા કામ આવે છે આ ૪૬ મત્રના પ્રકાર મહાન આચાર્ય મહારાજો જાણતા હતા, અને તેઓ એકદમ કોઇને પણ બતાવતા નહોતા કદાચિ કોઈ દુખી જૈન-શ્રાવકને દેખીને દયાભાવથી ફક્ત તેનુ દુખ નિવારણ કરવા સારૂ તેના લાયક એકાદ મત્ર ને વિધિ બતાવતા હતા આ ૪૬ સ્વરૂપમા ૯ મત્રો તો એવા ચમત્કારિક હતા, કે જે કલ્પનામા પણ ન આવે તેવા અલૌકિક હતા, પરતુ કલિયુગના જીવોમા સમતા ગુણ ન જોવાથી એ મહા શક્તિમાન ૯ મત્રોનો લોપજ કરી દીધો બાકીના ૩૭ રહ્યા, તે તેવા મુનિ ન રહેવાથી ભટ્ટારકોના હાથમા ગયા તે ભટ્ટારકોની જેઓ સેવા-ચાકરી કરતા હતા તેમને તેઓ કાઇક બતાવતા હતા

## આંગળીઓના નામ.

અગુઠાને અંગુષ્ઠ કહે છે
અગુઠાની જોડેની આગળીને તર્જની કહે છે
ત્રીજી યાને વચલી આગળીને મધ્યમા કહે છે,

બેઠો છુ ' તેથી જમીનમાથી કે પાતાળમાથી કઇ વિઘ્ન થનાર નથી

सव्वपाप्पणासणो, वज्रमयप्राकारश्चतुर्दिक्षु.

આમ બોલી મનમા એવુ ધારવુ કે—' મારી ચારે તરફ લોખડનો કોટ છે ' આ વખતે આપણા આસનની આસપાસ ચારે તરફ આગળીવતી ગોળ લીટી દોરવી

मगलाण च सव्वेसिं, शिखादिसर्वंप्रखातिका.

આમ બોલી મનમા વિચારો કે—' લોખડના કોટની પાછળ ફરતી ખાઇ–ખાડી છે '

पढम हवइ मगल, प्राकारोपरि वज्रटकणिक'

આમ બોલી, સકલ્પથી જે આપણી આસપાસ વજ્રમય કોટ કલ્પ્યો છે, તેને ટકોર મારતા હોઇએ એમ કરો એનો ભાવાર્થ એ છે કે, ઉપદ્રવ કરનારા ચાલ્યા જાઓ, વજ્રમય કોટમા વજ્રશિલા પર નિર્ભયપણે મારી રક્ષા કરીને બેઠો છુ

આ આમ નના પ્રતાપે કોઈ પણ પ્રકારનુ વિઘ્ન નહીં આવે, અને આપણો જપ નિર્ભયતાથી કરવાને ઉત્સાહ વધશે

## રક્ષા મત્ર બીજો

ॐ नमो अरिहताण, ह्रॉ हृदय रक्ष, हु फट् स्वाहा.

ॐ नमो सिद्धाणं, ह्रीं शिरो रक्ष रक्ष, हु फट् स्वाहा.

ॐ नमो आयरियाण, ह्रौं शिखा रक्ष रक्ष, हु फट् स्वाहा.

ॐ नमो सिद्धाण.
આ પદ હૃદયમા ધારવુ
ॐ नमो आयरियाण.
આ પદ કંઠમા ધારવુ
ॐ नमो उवज्झायाणं.
આ પદ મુખમા ધારવુ
ॐ नमो लोए सव्वसाहूण.
આ પદ મસ્તકમા ધારવુ

सर्वाङ्गे अम्ह रक्ष हिल हिल मातगिनि ! स्वाहा.

આ પ્રમાણે ૧૦૮ વાર મત્રને મનમા જપવાથી ઉત્તમ રીતિએ શરીરની રક્ષા થાય છે

## શુભાશુભ જાણવાનો મત્ર

ॐ ह्रीँ अर्हं क्ष्वीँ स्वाहा.

કોઇ પણ કાર્યમા લાભ થશે કે હાનિ? તે જાણવુ હોય ત્યારે રાત્રે કપાળે ચન્દન ચોપડી તે સુકાઇ જાય એટલે ૧૦૮ વખત આ મત્રને જપીને ભગવત સ્મરણ કરતા કરતા જમીન પર શેતરંજી પાથરી સૂઇ રહેવુ, એટલે સ્વપ્નમા તે કાર્યના ફળની ખબર પડશે

## અગ્નિ શાત કરવાનો મત્ર.

ॐ नमो ॐ अर्हं अ-सि-आ-उ-सा नमो,

ॐ नमो आयरियाण,

ॐ नमो सिद्धाणं,

ॐ नमो अरिहंताणं ॐ ह्रीं.

આ પ્રમાણે ૧૦૮ વાર જપ કરી એક કોરી ચાદરના ખુણાને મસળતા જવું, અને છેવટે તેને ગાંઠ વાળી દેવી પછી તે ચાદરનો ગાંઠનો ભાગ તાવ આવતો હોય તેના માથા તરફ રાખીને ઓઢાડવું આ પ્રમાણે કરવાથી રોજીંદો, એકાતરીયો, ચોથીયો કે ટાઢીયો ગમે તેવો તાવ હશે તો પણ ઉતરશે

## વિદ્યા પ્રાપ્તિ મંત્ર

ॐ ह्रीं अ-सि-आ-उ-सा,

नमो हूँ वादिनि, सत्यवादिनि,

वाग्वादिनि वद वद मम वक्त्रकण्ठे,

वाचया सत्य ब्रूहि ब्रूहि सत्य वद,

अस्खलितप्रचारा सदैव मनुजा,

सुरसदसि ह्रीं अर्हं अ-सि-आ-उ-सा नमः॥

આ મંત્રને એક લાખ વખત જપ કરી સિદ્ધ કરવો, અને પછી જ્યારે અભ્યાસ કરવા બેસે ત્યારે ૨૧ વખત જપે, તથા પરીક્ષા આપવા જાય ત્યારે પણ ૧૦૮ વખત જપીને જવાથી પરીક્ષામાં પણ પાસ થાય, તેમજ વાદ-વિવાદમાં પણ જીત થાય છે.

## વશીકરણ મંત્ર.

ॐ ह्रों नमो अरिहंताण, ॐ नमो सिद्धाण,
ॐ नमो आयरियाणं, ॐ नमो उवज्झायाणं,
ॐ नमो लोए सव्वसाहूणं,
अमुक मम वशी कुरु कुरु स्वाहा ।

જ્યારે કોઈ રાજા, વજીર કે કોઇ મોટા શ્રીમાન માણસને વશ કરવો હોય ત્યારે પહેલા સવા લાખના જાપથી આ મંત્રને સિદ્ધ કરી, પછી જે પાઘડી, ટોપી કે ફેંટો માથે બાંધતા હોઇએ તેને ૨૧ વખત આ મંત્ર જપી ફુંક મારવી, અને પછી તે પહેરીને તેમને ત્યાં જવાથી તેઓ આપણી પ્રત્યે મહેરબાની રાખતા થાય છે

## સ્વસ્ત્રી વશીકરણ મંત્ર

ॐ नमो अरुहंताणं, अरे अरणि मोहिणि !
अमुक मोहय मोहय स्वाहा ॥

જો કોઇ પણ કારણથી આપણી સ્ત્રી આપણા વશમાં ન રહેતી હોય ત્યારે આ મંત્ર એક લાખ વાર જાપ કરી સિદ્ધ કરવો અને પછી ૧૦૮ વખત આ મંત્રને જપી, ફુલ કે ચોખાના દાણા મંત્રી તેના માથા ઉપર નાખવાથી આપણે વશ થાય મંત્રમાં 'અમુક' શબ્દ છે ત્યાં આપણી સ્ત્રીનું નામ બોલવું પરસ્ત્રી વશીકરણમાં આ મંત્રને વાપરનાર લાભને બદલે નુકસાન પામશે, એ ખાસ યાદ રાખવું જોઇએ

આ મત્રનો સવા લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે અને રોજ ૧૦૮ મણકાની નવકારવાળી ગણવાથી ઉત્તમ લાભ મળે છે

## પુત્ર સપદા પ્રાપ્તિ મત્ર

ॐ ह्रीं श्रीं ह्रीं क्लीं अ–सि–आ–उ–सा,
चुलु चुलु, हुलु हुलु, मुलु मुलु, इच्छियं मे कुरु कुरु स्वाहा
त्रिभुवनस्वामिनी विद्या.

આ મત્રને ચોવીશ હજાર ફુલો ઉપર જપવો એટલે એક મત્રને એક ફુલ ઉપર, એ પ્રમાણે જપતા સ્વચ્છ ઘીનો દીવો તથા ધુપ જપ કરીએ ત્યા સુધી સળગતો રાખવો તેથી ધન, દોલત, સ્ત્રી, પુત્ર, મકાન વિગેરે સર્વ પ્રકારે સુખ આવી મળે છે પરતુ શ્રદ્ધાપૂર્વક નિયમિત જપ કરવો જોઇએ

## મત્ર બીજો.

ॐ अरिहंताण, सिद्धाणं, आयरियाण,
उवज्झायाण, साहूण,
मम ऋद्धि वृद्धि समीहित कुरु कुरु स्वाहा.

સવાર, બપોર ને સાજે ત્રિકાળે ન્હાઇ, શુદ્ધ થઇ આ મત્રને ૧૦૮ વખત જપે, એ પ્રમાણે ૨૧ દિવસ લાગટ જપ કરવાથી સર્વ પ્રકારે લાભ થઇ મનવાછિત ફળ મળે છે,




हंसाऽऽसन्यासितां तन्त्रीं, वादयन्तीं सरस्वतीम् ।
नत्वा कुर्वे सुनन्दाऽहं, सुनन्दानन्दमञ्जरीम् ॥ १ ॥

यन्मुखेन्दुसमुत्पन्ना, वचनानन्दचन्द्रिकाः ।
पुनन्ति सकलाँल्लोकान्, तस्यै शान्तिश्रियै नमः ॥ २ ॥

कन्थाऽवनिरमणीकुन्तलरत्नसारं,
नाम्नाऽस्ति नागलपुरं सुरपत्तनाऽऽभम् ।
तत्रैव पञ्जनिरभूद् उरुजातगेहे,
सा शान्तिरेव सुदमङ्गलमातनोतु ॥ ३ ॥

હરિગીત.

સમજ્યા વિનાનો સર્વ જન આનંદ ઉછળતો નથી,
તે કારણે ગુર્જર ગિરાથી શબ્દમાં શિક્ષા કથી,
એ શબ્દ કે અપશબ્દ વાણીની ન જાણું સરલતા,
પદબંધ કવિતા શબ્દ માંહી સરલતાની વિરલતા, ૪

તાતા કહે કે ભ કહે પણ માત સમજે સાનમાં,
નિજ બાલને ઉર આણીને શબ્દો ગ્રહે છે કાનમાં,
તેમજ અભાગ કાવ્યનો નહિં દોષ ઉરમાં આણશો,
પણ સાર સમજી સકલનો પ્રેમે કરી પરમાણશો ૫

પોતાના ગુણ દોષને, પર જનમા પરખાય,
કાર્ય કરો નિજ હાથમા, પછ તે આપ જણાય ૧૦

જેનો તું માલિક છો, તે પણ બંધન તારૂ,
જે પીતા સુખ ઉપજે, તેજ મરણકર દારૂ ૧૧

સુખ દુઃખ અંતરમા જડ્યા, મનથી તેમ મનાય,
પછ પોતાનો દોષ ન, માનસથી બંધાય ૧૨

અરિહંતના નામથી, જપીએ જો નિત જાપ,
મન શુદ્ધિ તેથી થશે, મટશે મન સંતાપ ૧૩

વિનય નમ્ર [1]કાસારમા, સદ્ગુણ વારિ[2] ભરાય,
અહંકારના ટકરે, બિન્દુ એક ન સમાય ૧૪

જોને નિજના દોષને, તે નિર્દોષી થાય,
નહિ આરસી જો હાથમા, સરવ તિલક નહીં થાય ૧૫

ગલિત ગંદકી ગાડવો, ક્ષણ ભંગુર છે દેહ,
સ્વજન સ્નેહ જેમા વસે, તે જડ જડના ગેહ ૧૬

દયા દાન ને દીનતા, સકલ શાસ્ત્રનો સાર,
અહંકાર આઘો કરી, આત્મ પરાત્મ વિચાર ૧૭

સકલ શાસ્ત્ર ભણતા કદિ, મળશે દ્રવ્ય જ્ઞાન,
આત્મરૂપને ઓળખે, તે છે ભાવ જ્ઞાન ૧૮

---

૧ તળાવમા ૨ પાણી

તરૂકોટર માહી રહેલ દાવાનળ, તે તરૂ[1] પલ્લવ ક્યાથી ધરે ?,
જન તેમ હલાહલ ક્રોધ અહંકૃતિ ના અંગારક ચિત્ત ધરે,
જે જનને મન મોહ ધનંજય[2], જ્વાલ સદા મનમા વિચરે,
તે જનમા સમકિત વિવેક તણા કણગા ચિત ક્યાથી ધરે ? ૨૪

સોરઠો

ઉત્તમ ગુણ જગ એહ, શુભ કૃતજ્ઞતા દિલ વસે,
અવગુણ ઉત્તમ તેહ, નિત કૃતજ્ઞતા સચરે ૨૫

દોહરા

ગુણવતા વઇ વિશ્વમા, ફરવુ તે છે સહેલ,
ગુણીના ગુણ અનુમોદવા, તેજ ખરૂ મુશ્કેલ ૨૬
નહિં સમજણ નિજ જ્ઞાનની, નહિં ચિત્તમા વૈરાગ,
ઈચ્છા કરતો મોક્ષની, એ પણ એક અભાગ ૨૭
પ્રમાદ પથે વિચરતો, છે જગનો જજાળ,
સાવધાન મન સચરે, મોક્ષ માર્ગ સભાળ ૨૮

મત્તગ છંદ

જન્મ મરણના શરણ થયેલા દેહ વિષે આસક્તિ ધરે,
તેહ દેહનો ત્યાગ કરી, વળી અન્ય દેહમા જન્મ ધરે,
તુજ અખડિત એકજ છો, પલટો દેહ તણો નિત રે,
દેહ ભેદમા ખેદ તજીને, આનદિત નિત રે ચિત રે ૨૯

૧ ઝાડ ૨ અગ્નિ

તરૂકોટર માહી રહેલ દાવાનળ, તે તરૂ[1] પલ્લવ ક્યાથી ધરે ?,
જન તેમ હલાહલ ક્રોધ અહકૃતિ ના અગારક ચિત્ત ધરે,
જે જનને મન મોહ ધનજય[2], જ્વાલ સદા મનમા વિચરે,
તે જનમા સમકિત વિવેક તણા કણગા ચિત્ત ક્યાથી ધરે ? ૨૪

સોરઠો

ઉત્તમ ગુણ જગ એહ, શુભ કૃતજ્ઞતા દિલ વસે,
અવગુણ ઉત્તમ તેહ, નિત કૃતઘ્નતા સચરે ૨૫

દોહરા

ગુણવતા થઇ વિશ્વમા, ફરવુ તે છે સહેલ,
ગુણીના ગુણ અનુમોદવા, તેજ ખરૂ મુશ્કેલ ૨૬
નહિં સમજણ નિજ જ્ઞાનની, નહિં ચિત્તમા વૈરાગ,
ઈચ્છા કરતો મોક્ષની, એ પણ એક અભાગ ૨૭
પ્રમાદ પથે વિચરતો, છે જગનો જ જાળ,
સાનવાન મન સચર, મોક્ષ માર્ગ સભાળ ૨૮

મત્તગ છદ

જન્મ મરણના શરણ થયેલા દેહ વિષે આસક્તિ ધરે,
તેહ દેહનો ત્યાગ કરી, વળી અન્ય દેહમા જન્મ ધરે,
તુજ અખડિત એકજ છો, પલટો દેહ તણો નિત રે,
દેહ ભેદના ખેદ તજીને, આનદિત નિત રે ચિત રે ૨૯

૧ ઝાડ ૨ અગ્નિ

બીજો અવગુણ એહ છે, મોહ વધે મન રાગ,
જીમ સારથિ બિન રથ નહિ, ચાલે પથ અથાગ ૩૮

ચોપાઈ

પરની ઇચ્છા આના ભાઉ, દીનપણુ કર્માધીન તાઉ,
જન્મ મરણ અજ્ઞાની એહ, પરમ દુખ એ નહિ સદેહ ૩૯

કોઈ કહે અતિ ઝેર, વિછી તણા આકડામા,
કોઇ કહે તેથી ઘણુ, સરપના તનમા,
કોઇ કહે હોય ઝેર, હડકાયા કુતરામા,
કોઇ કહે હોય ઝેર વૈરિના વચનમા,
સુણો રૂડા રાજહસ દાખે દલપતરામ,
ઝાઝુ ઝેર સૌથી ઝેરી માણસના મનમા ૪૦

બવાણી ને બાયડી, બેઉનો એક સ્વભાવ,
મોઢેથી માગે નહિ, પણ લીધા ઉપર ભાવ ૪૧

પુત્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ,
ખારા પાણી નિર્મલા, પણ એ ત્રણે અખજ્જ ૪૨

આભ ગાભ ને વર્ષાકાલ, સ્રીચરિત્ર ને ગેતા બાલ,
એની પરીક્ષા જે કોઈ કરે, તેને ઘેર સહદેવ જોષી
પાણી ભરે ૪૩

રાગ વિના રાગોડલુ, નિર્ધનીયો ટ્ટાય,
નબળો સબળાને ગુણ કરે, તે આટા લુણમા જાય ૪૪

પૈસાવાળાની બકરી મુઈ, તે ગામ આખાયે જાણી,
નિર્ધનીયાની બૈરી મુઈ, પણ કોઇએ નહિ તાણી ૫૪
કૃપણ ગિયાળ ને કાચબો, પર ઘર પહોળા થાય,
સામો આવે જો આપ ઘેર, સૌ સંકેલી જાય ૫૫
દાતાને મન ધન નહિ, શૂરાને નહિ શ્વાસ,
પતિવ્રતાને પ્રાણ નહિ, દેહ ન સમજે દાસ ૫૬
બમનથી ગઈ બકરી, ઓર રાવણથી ગઈ લંક,
દોનુ દુઃખ સમાન હે, ઓ રાજા ઓ રંક ૫૭
લ્યે લુટી ધન કૃપણનુ, કા રાજા કા ચોર,
ખખેરાયે ખાસડે, બોરડી કેરા બોર ૫૮
ઉદાર નર ને કૃપણનો, સરખો વગે સદાય,
કસર કરે કંજુસને, લાખ રીતે લુટાય ૫૯
વાણી શૂરા વાણીયા, નક્લ શૂરા વાનરા,
કર્મ શૂરા બામણા, બલ શૂરા જે વીર ૬૦
બાંધી મૂઠી લાખની, ઉઘાડી વા ખાય,
કાગડો ગયો લાખમા, કોઠી કગેડમા જાય ૬૧
સો બોચા સો બોચીઓ, સો બોચીના બપ,
ગુરૂજી ગપાટા મારે, જે બોલે તે સચ્ચ ૬૨

( મનપુરો )

આડ વેર બ્રાહ્મણ ને જતિ, આડ વેર વેશ્યા ને સતી,
આડ વેર લક્ષ્મી ને સરસ્વતી, આડ વેર શોક ને પયાજ, ૬૩

ભૂખ રાડ ભુડી, આખ જાય ઉંડી,
પગ થાય પાણી, ને આસુ આવે તાણી ૭૧
ઉચા જોયો બળદીયો, નીચા જોઇ નાગ,
એકલ હેડ્રો વાણીયો, એ ત્રણને ગરદન માર. ૭૨
સ્વભાવ હોય બુરો, તેનો થાય ચુરો,
જીભ હોય ઝેરી, તેનો મુલક બધો વેરી ૭૩
ચાલ હોય ખરાબ, તેજ પીએ શરાબ
મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય,
પડિતની લાતો ભલી, જે લાતે ઘર થાય ૭૪

મનહર ૭૬

ગાજે જ્યાં ગગન ગન, જવાસા જળઈ જાય,
તરૂવર તો તમામ, ફાલી ને ફલાય છે,
સૂરજની શોભા દેખી, સર્વને સતોષ થાય,
ઘુડ તો ઘલાઇ ખુણે, ઘણા ગભરાય છે,
અદેખાને ઉપદ્રવ, કરે ન કોઈ તોય,
અદેખાનુ શરીર, જરૂર સુકાય છે,
સુણો દ્રડા ગજહેમ, દાખે દલપતરામ,
જેમ કોસકુરમ, સ્વભાવે બળી જાય છે ૭૫
હીંગ મરચુ ને આબલી, સોપારી ને તેલ,
જો ભણવાનો ખપ કરે, તો પાચે વસ્તુ મેલ ૭૬

આનંદ સુખ વર્તે અહીં, વર્તો ત્યાં સવિશેષ
પ્રેમભાવ શુભ રાખજો, પાઠવી પત્ર હમેશ ૮૭
છળ કપટ નથી પ્રેમમા, છે અમૃતમય વર્ષાદ,
પરસ્પર પ્રેમમા, માનો સો આહ્લાદ ૮૮
હાક મારીને ધુણવા લાગ્યો, કહેવાણો ભુઓ,
અહીં કમાણી કાઇ ન કીધી, આગલની પણ ખુઓ ૮૯
માયે મુંડા, હાથમે ડંડા, લાવે ઉના, ને ખાવે ઠંડા ૯૦
રે રે કુંભ કુંના વિષે ઉતરીને, પોકાર તું શું કરે ?
જો આયુષ્ય હશે હેવે તુજ તણુ, તો તું અહીંથી ઉગરે,
જે થાશે નર નારીનાજ વશમા, તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળા વિષે જરૂર તે, ઉંડે કુવે નાખશે ૯૧
પાપ નહી છાનુ રહે, છુપુ કરો કે ચોકમા,
નક્કી તે ચાવુ થશે, આ લોક કે પરલોકમા ૯૨
સજ્જન આવ્યા પ્રાહુણા, આપે ચાર રતન્ન,
વાણી પાણી ને બેસણુ, આદર સેતી અન્ન ૯૩
સોણત કીજે શ્વાનકી, દો બાતોકા દુખ,
ખીજયા કાટે પાઉ ને, રીજયા ચાટે મુખ ૯૪
છળથી છુપાવે સત્યને, પણ છેવટ ન છુપેજ,
આખર ખુલ્લુ થાય સહુ, કષ્ટ બહુ પામેજ ૯૫
દેવ સરસ્વતી, નિર્નેણી તુલ્ય તિન,

એકજ મુનિના દાનનો, લાભ વેખ્યો જેહ,
દશ કોડી શ્રાવક જમે, કરે તીર્થમા તેહ ૧૦૬
સુપાત્રે અશુદ્ધ દાનનુ, દાખવ્યુ પૂરણ પાપ,
કડવી તુંબડી દ્રૌપદી, પામી દુખ અપાર ૧૦૭
વ્યાજે વિત્ત બમણુ વધે, ચાર ગણુ [1]વ્યવસાય,
ક્ષેત્રે વાવ્યુ સો ગણુ, સુપાત્રે અનતુ થાય ૧૦૮
અધિકાર આવ્યા છતા, કર્યો ન કાંઈ ઉપકાર,
તો તેના અધિકારનો, આદિ જાય અકાર ૧૦૯
કહ્યુ કયે તે નાનો કનિ ?, સાભળી વાત તે શાની નવીર,
એક બોલે લા શાનો ખાર ?, લીધુ આપે લા-
શુ પાડ ? ૧૧૦

સવૈયો

ભાઈ ભાઈને ભાળે ન ખપે, અરસપરસમા ઉડા વેર,
એક રડે તો બીજો ગજી, કજીયા ટટા કાળો કેર,
મન મેળા ના તનમા તેજી, પણ પાડે ચૌટે પડકાર,
કેમ કરીને થાય કહે હે ! આર્યાવર્ત ત્હારો ઉદ્ધાર ૧૧૧

કડવા હોય લીંબડા, શીતલ હોજો છાય,
બોલકણા હોય બાન્ધવા, તોય પોતાની બાહ્ય ૧૧૨
સમે સમેરૂ યાર કર, બડી સમેકી બાત
કોઇ સમે દિવસ બડે, કોઈ સમે બડી રાત ૧૧૩

1 વ્યાપારમા

પરમ વચન પરભાવના, પોષન પર ઉપચાર,
પડિક્રમણ પચ્ચખ્ખાણ તિહા, પોષ પાત્ર અપાર ૧૨૩

માગણ જો મયગલ ચઢે, સોવન્ન કચોલો હથ્થ,
માગ્યા હિ મોતી જડે, તોહિ જન્મ અકથ્થ ૧૨૪

મિત્ર ઐસા કીજીયે, ઢાલ સરિખા હોય,
સુખમે તો પીછે રહે, દુખમે આગે હોય ૧૨૫

છાશ છમેકા છાહડી, છગત ભોગ ભલાઈ,
ઊઢ છને ધરે ઝેવન્નિયા, પુણ્યે સાત છછાય ૧૨૬

ગોરસ ગોધમ ગોલરસ, ગવાખ ગોરી ગાન,
ઋષભ કહે ગજ બારણે, એ સુખ સ્વર્ગ સમાન ૧૨૭

ભર્યો સો છલકે નહી, છલકે સો અદ્ધા,
ઘોડા સો ભુકે નહિ, ભુકે સો ગદ્ધા ૧૨૮

જમાતા ને વીછી વાઘ, મત્રપાની મૂરખ ભાગ,
ભગિનીસુત પૃથ્વીનો નાથ, ગુણ કીધો નવી જાણે સાત ૧૨૯

રાજા તપીયો ગુરૂ સતી, દેન સુપુરૂષ ને બાલ,
કવિયણ કહે એ સાતનુ, વચન ફલે તત્કાલ ૧૩૦

સાગર વિપ્ર ડાકિની, જિહવા અગ્નિ જમ રાય,
કવિયણ કહે એ સાત અધુરડા, પૂરા કીમહિ ન થાય ૧૩૧

પુત્રી વિક્રય પરસ્રી સગ, પરભાતે પાણી પ્રસગ,
મૂરખ દેવતણુ ધન ખાય, જીવ હણે તો ઉદર ભરાય ૧૩૨

કિંચિત કારણ કારણે, નીચ નડે તજી લાજ,
થાય ભલે નિજનુ બુરૂ, (પણ) પરનુ બગાડે કાજ ૧૪૩
કડવા બોલી કામિની, લેવો નિરસ આહાર,
ભાર વહીને જીવનુ, ત્રણે શીર ધિક્કાર ૧૪૪
દાતા શૂર સચ્ચા નરા, પંડિત શીલ નિરીહ,
એ સાતે વિરલા મળે, જિમ પશુઓમા સિંહ ૧૪૫
નિર્ધન મૂરખ રેણુકા, ખાટા ખારા વારિ,
કુભોજનને નર કૃપણ, એ સબલા સંસારી ૧૪૬
સામેરી સુલખ્ખણી, ચઢી તે ગવળ ચોક,
હુ તુમ પૂછુ પંડિતા, ગૂળી ભલી કે શોકય ૧૪૭
ધટી પડ સમ દોય પરણી, કણુહ સરિખો કંથ,
કહો કિમ આઉખે ઉગર્યે, ભરડી આણ્યો અંત ૧૪૮
શીતલ ગુણ નવિ શશિ તજે, ઉંણ ન છંડે ભાણ,
કવિ કહે બે સાથે જશે, એક પ્રકૃતિ ને પ્રાણ ૧૪૯
કુલ વિહુણો તરૂવર જિસ્યો, ચંદ વિહુણી રાત,
ગુરૂ વિણ શિષ્ય ન શોભીએ, પોત વિહુણી ભાત ૧૫૦
યોગ વિના યોગી જીસ્યો, મન વિહુણુ ધ્યાન,
ગુરૂ વિના ગચ્છ ન શોભીએ, નર વિહુણી જાન ૧૫૧
અભિમાનીને અંતરે, ભાસે જો નિજ ભુલ,
તો પણ તેની જીભથી, કદિ ન કરે કબુલ ૧૫૨

ભુજંગી છંદ

દુ ખે દાઝશે ભાઈનુ દીલ જેવુ, કદિ અન્યનુ દીલ દાઝે ન એવુ,
સદા જાલ તે સાથ સાચી સગાઇ, ભને હોય ભુડો ભલો તોય ભાઈ

ઘર રણીયાણીથી લડી બાળી દે ઘરબાર;
વિમાસણ વળતો કરે, એ પણ એક ગમાર ૧૬૩

પતિવ્રતા ભૂખે મરે, ને છિનાળ ખાય લાડુ,
ગાંડા વેના ઘોડે ચઢે, ને ડાહ્યા ખેંચે ગાડુ ૧૬૪

મુક્તિ વિષે વૈરાગ્ય હે, ઓર બંધનકુ સ્નેહ,
સબ ગ્રંથનકો એહિ મન, મન ભાવે સો લેહ ૧૬૫

તુલસી કહે અજ્ઞાની કુ, વરત નહિં મન ધીર,
પીછે બાલક જન્મ લે, આગે ઉપજત ખીર ૧૬૬

મન માતગ માને નહિ, જબ લગ ખત્તા ન ખાય,
જૈસે વિધવા નારી દુષ્ટ—કર્મ કરી પસ્તાય ૧૬૭

ઢોર પડતા મનુષ્ય પડ્યો, ભુલ્યો શીંગ ને પૂછ,
તુલસી પ્રભુકી ભક્તિ બિન, ધિક્ દાઢી ધિક્ મૂછ ૧૬૮

## પ્રભુની બાર પર્ષદા કયા કયાં બેસે ?

મુનિ દેવી ને સાધવી, અગ્નિ ખુણે દેખાય,
ભુવની જ્યોતિની વ્યંતરી, નૈઋત્યમાં થિર થાય ૧૬૯
ભુવન જ્યોતિ ને વ્યંતગ, વાયવ્ય ખુણમા
[illegible] નારીઓ, ઇશાન માહિ [illegible]

દાતા દાતા ચલ ગયે, રહ ગયે મખ્ખીચુસ,
દાન માન સમજત નહિ, લડનેમે મજબુત ૧૮૦
સુખીયા ઢુંઢત મૈં ફીરૂ, સુખીયા મિલે નહિ કોય,
જીસકે આગે દુખ કહુ, સો પહેલા ઉઠે રોય ૧૮૧
જીસકો એક દુખ કહુ, સો કહે એકવીશ,
દાઝા મૈં એક દુખસે, કહા રખુ ફિર વીશ ૧૮૨
કબીર તુ કહા ડરે, શિર પર પ્રભુકા હાથ,
હાથી ચડ કર ડોલીયે, કૂતર ભુકે લાખ ૧૮૩
ચાર અંગ દુર્લભ અતિ, આદિ નર અવતાર,
ધર્મ શ્રવણ શ્રદ્ધા સુધી, ચોથો સંયમ સાર ૧૮૪
મન મોતી તન મોતીઓ, નોકારવાલી હાથ,
જાપ જપુ જિનરાજનુ, હીરા ઉપર હાથ ૧૮૫
ચતુરકુ ચિન્તા ગીની, મૂરખકુ દીયો દામ,
અકર્મીકુ રભા દીની, લિખતે ભૂલ્યો શ્યામ ૧૮૬
વખત વિચારી વાણીયો, મૂછ ચડાવે કાન,
વખત વિચારી મૂછ વળી, નીચી કરે નિદાન ૧૮૭
લેતો ડસે દેતો ડસે, ઉપર ચડાવે પાડ,
ભોરી નાગને સેવીયે, પણ ન સેવીયે કિરાડ ૧૮૮
ભઅ ભૂપ ભુજંગમ, એ મુખ દોહિલા હુંત,
વૈરિ વિંછી વાણીઓ, પુઠે હાથ દીયત ૧૮૯

જીભ અપશબ્દ કહે ને, પીઠ કટકા ખાય,
જુવે નહિ આખો અને, પગે કાંટા ભોંકાય ૨૦૦
દુષ્ટ ભામિની મિત્ર શઠ, અપમાન કરતો દાસ,
સસર્પ[1] ઘરમા વાસ, તે મોતરૂપ છે ખાસ ૨૦૧
માગે[1] માકડ ઘેર રહ્યહિ, જે ઘર કુસપ વેલ,
રૂઠ્યો રાય કુભાર્યા, એ પાગે નુતા મેલ ૨૦૨
લુલા હુઠા ગીતરે કદી, માજરા કદી એ શી,
ઠુક ગરદનીયા હજાર ક ની, કાણા કદી કેશી ૨૦૩
વૈદ કહે દરદ થયુ, બ્રાહ્મણ કહે ગ્રહ વાત,
ભૂવો કહે ભૂત પ્રેતનુ, ઘર નડતર છે જાત ૨૦૪
કુભાર્યાથી દૂર રહો, જે પગ બુરૂ આળ,
એક નાર બદ હોય તો, દસને કરે છીનાળ ૨૦૫
દગા કરે બુદ્ધિ કરે, જાય ગુવે ચતુરાઈ,
હથીયારો રહે હાથમા, એમના એમ કટાઈ ૨૦૬
દાત બત્રીશે ખસી ગયા, નયણે દીધા દાય,
કાને માડ્યા રૂસણા, ગયો જબ જોબન રાય ૨૦૭
ટૂહુબ કવેરા ઉવરસ જીહા, કામ ભગદર રોગ,
શલ્ય જીહા છે શલ્યનુ, કેમ તિહા ન હોય શોક ૨૦૮

૧ ખાટલામા ૨ સર્પ

સકલ ગુણોમા શિરોમણિ, ભવસાગરમા નાવ,
વિધન સબ દૂરે કરે, એકજ શીયલ પ્રભાવ ૨૧૯
દેહ થકી દુર્લભ ગણો, શીયલ આત્મ શૃંગાર,
તે સતી વિજય વરે સદા, નામ ન કો લેનાર ૨૨૦
ધનથી શોભા ધર્મ છે, કુલથી શોભા શીલ,
જલથી શોભા કમલ હે, કહ ગયે પ્રભુ મહાવીર ૨૨૧

કવિત્ત—

કોઈ કહે સત જન, કછુ હી લેત નાહિ,
સત જન નિશ-દિન, લેવો હિ કરત હૈ,
પ્રથમ સુયશ લેત, શીલ હુ સંતોષ લેત,
ક્ષમા દયા ધર્મ લેત, પાપસુ ડરત હૈ,
ઈંદ્રિયનકુ ઘેર લેત, જોગથી જુગવ લેત,
માનહીકુ રોક લેત, ધ્યાન લે વગત હૈ,
ગુરૂકો વચન લેત, પ્રભુજીકો નામ લેત,
શુદ્ધ હી આહાર લેત, ભવજલ તરત હૈ,
સુંદર કહેત જગ, સત કછુ લેત નાહિ,
સત જન નિશ-દિન, લેવાહિ કરત હૈ ૨૨૨
કોઈ કહે સત જન, કછુ હિ દેત નાહિ,
સત જન નિશ-દિન, દેવા હિ કરત હૈ,
સાચો ઉપદેશ દેત, ભલી ભલી શીખ દેત,
સમતા સુયશ દેત, કુમતિ હરત હૈ,

કુસાંપુળે કેણ, તિ ગમાજેત્રે વેણ,
તિં લગોટેજી લક, એ સક ન સકી ૨૩૦

સ્ત્રી લક્ષણ.

પદ્મિની તસ પહોર નિદ્રા, બે પહોર નિદ્રા હસ્તિની,
ચિત્રણી તસ ત્રિ પહોર નિદ્રા, અઘોર નિદ્રા શંખિની ૨૩૧
પદ્મિની તે હસનાદી, હસ્તીની ગભીર,
ચિત્રણી તે કાગકઠી, શખિની ખર ધીર ૨૩૨
પદ્મિની શ્રી પદ્મ ગધી, વેલી ગવી હસ્તિની,
ચિત્રણી તે ચપ ગવી, મત્સ્ય ગધી શખિની ૨૩૩
પા શેર જીમે તે પદ્મિની, અધ શેર જીમે તે હસ્તિની,
શેર જીમે તે ચિત્રણી, સર્વાહારી ગખિની ૨૩૪
પદ્મની શિર વેણી સુક્ષ્મ લબ વેણી હસ્તિની,
ચિત્રણી તે ભ્રમર વેણી, હુક લટીયા શખિની ૨૩૫
પદ્મિની તસ વક પયોધર, હસ્તિની મોટા થન,
ચિત્રણી તસ શ્યામ પયોધર, શખિની લબ કુચન ૨૩૬
શુભદતી શ્રી પદ્મિની, હસ્તિની ઉચા દત,
ચિત્રણી શ્રી સળીપતિ, શખિની લબ અત્યત ૨૩૭
ખટ્ શાસ્ત્રના જુજુના મતા, માહે માહે ખાધા ખતા,
એકનુ થાપ્યુ બીજો હણે, પોતાને સૌથી અધિકો ગણે,
અખા એજ અ તારો જુનો, ભ્રમ ભાગીને કોઇ ન મુઓ ૨૩૮
ધન મદ તપ મદ ગજ મદ, વિદ્યા મદસે હદ,
જબ ઉઠત વૈરાગ્ય મદ, તબ સબ મદ હે રદ ૨૩૯

મીસરી મૈથુન અબરસ, પયપાન તરૂ મધુ પાન,
તા ઉપર જો જલ પીએ, સોઈ નર પરમ અજાન ૨૫૧

પેટ જેવુ ગુબડુ, ઔષધ જેવુ અન્ન,
ભાણુ ભર્યું દેખે, ત્યારે બોજો કરે મન ૨૫૨

શબ્દ સરિખો ધન નહિં, જો કોઈ જાણે બોલી,
હીરા તો દામે મલે, શબ્દનુ ન આવે મોલ ૨૫૩

બડે બડેકુ દેખ કર, છોટા ન દીજે ડાર,
કામ પડે જબ સોયકા, કયા કરે તલવાર ૨૫૪

સબલ લમી અગર્વ ધની, વિદ્યા કોમલવત,
ભૂ ભૂષણ જગ તીન હય, ઉપજે ઓર અનત, ૨૫૫

રજપુતાણીનો રાસડો, કઠીયારીનો કાપ,
વાણીયાણીનુ વગોણુ, ને સાધુજનને શ્રાપ ૨૫૬

ત્યાગ માર્ગની વાતો કરવી, વનિતા સાથે વસવુ,
બન્ને વાત બને નહિ, લોટ ફાકનો ને ભસવુ ૨૫૭

પુરૂષ પવલળતા વાર શી, જો સ્રી ધારે મન,
ઘી ગળતા શી વાર છે, થાય તાપ તપન ૨૫૮

મન મન્જુષ ગુણ રત્ન, ચુપ કર દીજે તાલ,
બિના ઘરાક નવ ખોલીએ, કુચી શબ્દ રસાલ ૨૫૯

કુલકો દીપક પુત હય, મુખકો દીપક પાન,
ઘરકો દીપક સ્રી હય, દેહકો દીપક પ્રાણ ૨૬૦

# प्रास्ताविक श्लोक संग्रह.

मङ्गलं भगवान वीरो, मङ्गलं गौतम प्रभुः ।
मङ्गलं स्थूलभद्राद्या, जैनधर्मोऽस्तु मङ्गलम् ॥ १ ॥
क्रोधो द्विजस्य दानान्तं, प्रणामान्तो गुरोर्भवेत् ।
वणिजं प्रियवाक्यान्तः, प्राणान्तं नृपियस्य च ॥ २ ॥
शर्वरीदीपकश्चन्द्र, प्रभाते रविदीपकः ।
त्रैलोक्यदीपको धर्मः, सुपुत्र कुलदीपकः ॥ ३ ॥
यथा दिनं विना सूर्यं, विना दीपन मन्दिरम् ।
यथा कुलं विना पुत्र, तथा नाथ विना स्त्रियः ॥ ४ ॥
अनित्यानि शरीराणि, विभवो नैव शाश्वत ।
नित्य सन्निहितो मृत्युः, कर्तव्यो धर्मसंग्रह. ॥ ५ ॥
उपकारपरा धन्या, धन्या दानपरा नराः ।
परकार्यकरा धन्या, धन्या शीलधरास्तथा ॥ ६ ॥
वृक्षो यथा फलं पुष्प, परोपकृतिहेतवे ।
तथा सत्पुरुष प्राणान्, धत्ते हि परहेतवे ॥ ७ ॥
एकोऽहमसहायोऽहं, कृशोऽहमपरिच्छदः ।
स्वप्नेऽप्येवंविधा चिन्ता, मृगेन्द्रस्य न जायते ॥ ८ ॥
कूटसाक्षी मृषाभाषी, कृतघ्नो दीर्घरोषण ।
चत्वार कर्मचाण्डाला, पञ्चमो जातिसंभवः ॥ ९ ॥

नमस्कारसमो मन्त्र', शत्रुञ्जयसमो गिरिः ।
धर्मो जीवदयातुल्य , शास्त्रं कल्पश्रुतान्न हि ॥ १९ ॥

शत्रुञ्जये जिने दृष्टे, दुर्गतिद्वितय क्षिपेत् ।
सागराणा सहस्र तु, पूजा-स्तोत्रविधानतः ॥ २० ॥
भक्खणे देवदव्वस्स, परत्थीण तु संगमे ।
सत्तम नरय जन्ति, सत्त वारा उ गोयम ! ॥ २१ ॥
जिणपवयणवुड्ढिकर, प्रभावग नाण-दसणगुणाणं ।
भक्खंतो जिणदव्व, अणतससारिओ भणिओ ॥ २२ ॥
अतिवृष्टिरनावृष्टि-र्मूषका शलभाः शुकाः ।
स्वचक्र परचक्रं च, सप्तैता ईतयः स्मृताः ॥ २३ ॥
गतेर्भङ्गः स्वरो दीनो, गात्रस्वेदो महाभयम् ।
मरणे यानि चिह्नानि, तानि चिह्नानि याचके ॥ २४ ॥
ज्ञानवान् ज्ञानदानेन, निर्भयोऽभयदानत' ।
अन्नदानात् सुखी नित्य, निर्व्याधिर्भेषजाद् भवेत ॥२५॥
ये रात्रौ सर्वदाऽऽहार, वर्जयन्ति सुमेधसः ।
तेषा पक्षोपवासस्य, फल मासेन जायते ॥ २६ ॥
भूषणे नैव जानामि, नैव जानामि कुण्डले ।
नूपुराण्येव जानामि, नित्य पादाऽभिवन्दनात् ॥ २७ ॥
गुणा' कुर्वन्ति दूतत्व, दूरेऽपि वसता सताम् ।
केतकीगन्धमाघ्रातु, स्वयमायान्ति षट्पदा ॥ २८ ॥

जिह्वाग्रे वसते विद्या, जिह्वाग्रे मित्र-बान्धवाः ।
जिह्वाग्रे बन्धन मोक्षो, जिह्वाग्रे परम पदम् ॥ ३८ ॥

तृणोपरि कुठार किं, मृगे सिंहपराक्रमः ।
कमलोत्पाटने हस्ती, कटकं कीटिकोपरि ॥ ३९ ॥

क्रोधान्धा' पश्यन्ति घ्नन्ति, पितर मातर गुरुम् ।
सुहृद सोदर दारान्, आत्मानमपि निर्घृणा' ॥ ४० ॥

सत्य ब्रह्म तपो ब्रह्म, ब्रह्म चेन्द्रियनिग्रहः ।
सर्वभूतदया ब्रह्म, ह्येतद् ब्राह्मणलक्षणम् ॥ ४१ ॥

गावो गन्धेन पश्यति, शास्त्रै पश्यन्ति पण्डिताः ।
चारै. पश्यन्ति राजान-श्चक्षुर्भ्यामितर जनाः ॥ ४२ ॥

भिक्षुका नैव भिक्षन्ति, शिक्षयन्ति गृहे गृहे ।
दीयता दीयता लोका!, अदत्त फलमीदृशम् ॥ ४३ ॥

विद्वानेव विजानाति, विद्वज्जनपरिश्रमम् ।
न हि वन्ध्या विजानाति, गुर्वीप्रसववेदनाम् ॥ ४४ ॥

ग्रामो नास्ति कुत' सीमा ?, पत्नी नास्ति कुत' सुत ?।
प्रज्ञा नास्ति कुतो विद्या ?, धर्मो नास्ति कुतः सुखम् ?।४५।

विनयेन विद्या ग्राह्या, पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या, चतुर्थं नैव दृश्यते ॥ ४६ ॥

हसा रज्जन्ति सरे, भमरा रज्जन्ति केतकीकुसुमे ।
चदणवणे भुअगा. सरसा सरसेण रज्जन्ति ॥ ४७ ॥

जिनभवन–जिनबिम्बे, पुस्तकलेखने चतुर्विधे संघे ।
जीर्णोद्धारे पौषध–शालायां तथा साधारणे चैव ॥५८॥

कन्याविक्रयिणश्चैव, रसविक्रयिणस्तथा ।
विषविक्रयिणश्चैव, नरा नरकगामिनः ॥ ५९ ॥

વ્રત ભંગ કરવાનું મન કરે, તેનું ફળ સંબોધ સિત્તરિમા–

आजन्म यत्पापं, बध्नाति मिथ्यात्वसंयुक्तोऽपि ।
व्रतभङ्गकर्तुमना, बध्नाति तच्चैवाऽष्टगुणम् ॥ ६० ॥

शतसहस्रनारीणा–मुदरं स्फोटयति निर्घृणः ।
सप्ताऽष्टमासिकं गर्भं, कम्पमानं निकृन्तति ॥ ६१ ॥

यत्तस्य यावत्तत्पापं, तन्नवगुणितमेलितं भवेत् ।
एकस्त्रियाश्च योगेन, साधुर्बध्नाति मैथुनतः ॥ ६२ ॥

નવ અભક્ષ્ય—

सगमय[1] कालम्बरी[2], कविला[3] अगार[4] पाल्या[5] दुम्नि ।
नोजीव[6] गुट्ट[7] माहिल[8], उदाइनिवमारओ[9] चेव ॥ ६३ ॥

આઠ પ્રભાવકો—

पावयणी[1] धम्मकही[2], वाई[3] नेमित्तिओ[4] तवस्सी[5] य ।
विज्जा[6] सिद्धो[7] अ कई[8], अट्ठेव पभावगा भणिया ॥६४॥

यत्रोदकं तत्र वसन्ति हंसा, यत्रामिषं तत्र पतन्ति गृध्रा ।
यत्रार्थिनस्तत्र रमन्ति वेश्या, यत्राकृतिस्तत्र गुणा वसन्ति ॥६५॥

छव्वय-छक्कायरक्खा, पंचिंदिय-लोहनिग्गहो ।
खंती भावविसुद्धी, पडिलेहणकरणे विसुद्धी य ॥ ७६ ॥
संजमजोगे जुत्ती य, अकुसलमण-वयण-कायसंगोवो ।
सीआइपीडसहण, मरणं उवसग्गसहण च ॥ ७७ ॥
भोगा न भुक्ता वयमेव भुक्ता-स्तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव याता-स्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥ ७८ ॥
मगे दास्ये मगे दास्ये, भोजन भोक्तवेत्यहम् ।
मासं प्रतारितोऽनेन, कृपणेन महीपते ! ॥ ७९ ॥
जाति-लाभ-कुल-ैश्वर्य, बल रूप तप श्रुतिः ।
कुर्वन्नष्टौ मदान् पुसां, हीनानि लभते जन. ॥ ८० ॥
अपमान पुरस्कृत्य, मान कृत्वा च पृष्ठत' ।
स्वकार्यं साधयेद्धीमान्, कार्यभ्रशो हि मूर्खता ॥ ८१ ॥
प्रत्यक्षे गुरव. स्तुत्याः, परोक्षे मित्र-बान्धवाः ।
कर्मान्ते दास-भृत्याश्च, पुत्राश्चैव मृताः स्त्रियः ॥ ८२ ॥
तावत्प्रीतिर्भवेल्लोके, यावद्दान प्रदीयते ।
वत्स. क्षीरक्षय दृष्ट्वा, स्वय त्यजति मातरम् ॥ ८३ ॥
दैवे वक्रे भवेत् पुसां, सुकृत दुष्कृतोपमम् ।
न हि सिध्यन्ति कार्याणि, विधिना रचितान्यपि ॥ ८४ ॥

लाल्येन किञ्चित् कलया च किञ्चिद्,
मापेन किञ्चित् तुलया च किञ्चिन् ।
किञ्चिच्च किञ्चिच्च समाहरन्त',
प्रत्यक्षचौरा वणिजो भवन्ति ॥ ९४ ॥

मातृभक्तिं सुधीः कुर्या–दपि ससारपारगः ।
वर्धमानश्च तद्वात्तया, यथाऽभिग्रहमग्रहीत् ॥ ९५ ॥
विद्यार्थी च धनार्थी च, क्षयर्थी चैव विशेषतः ।
अलसा न भवन्त्येते तथैव कौतुकप्रियाः ॥ ९६ ॥
प्राक्छिरःशयने विद्या, धनलाभश्च दक्षिणे ।
पश्चिमे प्रबला चिन्ता, मृत्युर्हानिस्तथोत्तरे ॥ ९७ ॥
पितुर्मातुः शिशूना च, गर्भिणी–वृद्ध–रोगिणाम् ।
प्रथम भोजन दत्त्वा, स्वय भुञ्जीत नाऽन्यथा ॥ ९८ ॥
योगी किं ध्यायति ध्याने ?, गव्ये क्रियते किमु ? ।
प्रतिपन्न सतां कीदृग् ?, आद्रो छात्रा· पठन्ति किम् ? ॥९९॥
मृतका यत्र जीवन्ति, न जीवा उच्छ्वसन्ति च ।
स्वगोत्रे कलहो यत्र, तद्गृहेऽस्ति द्विजोत्तम ॥ १०० ॥
सौम्यदृष्ट्या सद्गुरुणा, पूज्याना हितवाक्यतः ।
आत्मनश्चित्तवात्सल्यात्, सुखी ह्यस्मि निरन्तरम् ॥१०१॥
दसणभट्ठो भट्ठो, दसणभट्ठस्स नत्थि निव्वाणं ।
सिज्झन्ति चरणरहिया, दसणरहिया न सिज्झन्ति ॥१०२॥

यदा च जायते पक्ष-स्त्रयोदशदिनात्मकः ।
भवेल्लोकक्षयो घोरो, मुण्डमालायुता मही ॥ ११३ ॥

चन्द्रा-ऽर्कयोरेकमासे, ग्रहणं न प्रशस्यते ।
परस्पर वधं कुर्यु, स्वबलैः क्षुभिता नृपाः ॥ ११४ ॥

अनृत साहसं माया, मूर्खत्वमतिलोभता ।
अशौचत्व निर्दयत्व, स्त्रीणां दोषा स्वभावजा ॥११५॥

अन्न हि प्राणिनां प्राणा, अन्न सर्वाङ्गजीवनम् ।
अन्नदानप्रदानस्य, कलां नाऽर्हंति का अपि ॥ ११६ ॥

दृष्टिपूत न्यसेत् पाद, वस्त्रपूत पिबेज्जलम् ।
मनः पूतां वदेद् वाच, सत्यपूत समाचरेत् ॥ ११७ ॥

---

## વૈધવ્ય-જીવન

( હરિગીત )

શ્રી વિશ્વ કેરી શ્રેષ્ઠ વ્યક્તિ જ્યા વસી લક્ષ્મી સદા,
જ્યા પ્રેમ ને માર્દવ તણા દિન-રાત ઝરતા મૃદુ ઝરા,
જે નેત્રમા મમતા અને શુચિ પ્રેમનુ અમૃત ઝરે,
જે સૃષ્ટિ કેરા ભાવ મહુની, સપદા હૃદયે ધરે ૧
જ્ઞાન ને દર્શન ચરિત્ર, રત્નત્રયી એ ધારતી,
નિજ બાળને શુભ બોધ એનો આપતી ઉદ્ધારતી,
માતા અને ગુરૂ શ્રેષ્ઠ જે વિશ્વે ન બીજ્થી જડે,
બાળક બુદ્ધિશાળી માતરૂપી શિક્ષક

ભક્તો મહાપુરૂષો અને તીર્થંકરો જનમે જ્યહા,
એ રત્નકુક્ષિ માતનો જોટા જગતમા છે કયહા,
વીરો અને શુભ રાષ્ટ્રપ્રેમી દેવ સમ નરવીરની,
જે જન્મદાતા સ્રી ઠરી તે સ્રી પૂજે છે માનવી ? ૮

રૂઢી વિષે ફસતા કુકર્મી માનવો જગમા ઘણા,
જે બાલકોના જીવનને તે ઝેરમાં રગદોળતા,
ને બાલલગ્ને જે ફસાયા વ્હોરતા વૈધવ્યને,
બાલલગ્નોને સજ્જે વૈધવ્ય કેરાં પૂલ જે ૯

આસુ સુકાશે ના કદિ વિધવા તણાં નયનો થકી,
ના દુષ્ટ જનના પત્થરો શા કઠિન દિલ પલળે કદિ,
જે દેશમા વૈધવ્યના આક્રદનો સુણવા રહ્યા,
ત્યા શી રીતે શુભ ઉન્નતિના ગીત સાભળવા મીઠા ૧૦

કારૂણ્ય વરસે સર્વથી વૈધવ્યથી ભારત વિષે,
જે દુ ખથી નિર્માલ્ય ભાસે દેશ ને દીનતા દીસે,
જ્યા દ્રૌપદી સીતા સમી સતીઓ તણી આદર્શતા,
તે સ્થાનમા વૈધવ્યના દુ:ખપૂર્ણ ગીતો ગર્જતા ૧૧

વિધવા કરે ગૃહકાય ને પરિવારને પણ સાચવે,
દિનરાત એ તન તોડતી કદિ કલેશને પણ ના જુવે,
એવી પુનિત પ્રતિમા તણા શકુનો ગણે ના શુભ જનો,
વસ્રો વિવિધ લલના ધરે તે હક નહિં વિધવા તણો ૧૨

# ઋતુવતી બ્હેનોને ખાસ સૂચના.

૧ બીજા વસ્ત્રોને અડકવુ નહીં, રાત્રે ફરવું નહીં

૨ હાથે કલમથી લખવુ નહીં

૩ ધર્મચર્ચા તેમજ પ્રભુના દર્શન કરવા નહીં, ગુરૂને વાંદવા નહીં, ગુરૂનુ નામ પણ લેવુ નહીં સામાયિક પ્રતિક્રમણ વ્યાખ્યાન શાસ્ત્ર વગેરે સાભળવા-કરવા નહીં.

૪ ગોત્રદેવની આગળ ધૂપ દીવો પૂજાદિક કરવા નહીં

૫ સઘમા નવકારશી, સાધર્મિક વાત્સલ્ય, લગ્ન-મરણાદિ કોઇ પણ પ્રસગે જમવા જવુ નહીં

૬ દેવ, દેવી, હનુમાનને ફુલ ફળ તેલ સિંદૂર સ્નાન વગેરે કાંઈ કરવુ નહી, તેમજ દ્રવ્યાદિનો હોમ પણ કરવો નહીં

૭ પ્રભાવના લેવી નહીં

૮ પૂજા પ્રતિષ્ઠાનુ બલિદાન રાધવુ નહીં

૯ ભણવુ ગણવુ વાચવુ નહીં

૧૦ ભોજન પાણી જોઇને આપવુ નહીં

૧૧ શ્રીમતાદિના ઘરે ગીત ગાવા જવુ નહીં

૧૨ ધાન્ય સાફ કરવુ નહીં, તેમજ અડકવુ પણ નહીં

૧૩ કોઇ વસ્તુ રાધવી કે દળવી ખાડવી નહીં, તેમજ દવા પણ વાટવી નહીં

૧૪ શાક લીલુ સૂકુ કાપવુ કે સ્પર્શ કરવુ નહી

૩૧ રામ મડળ સાથીયા પૂરવા નહીં,

૩૨ ન્હાવુ ધોવુ નહીં, મેથો પાડવો નહીં, માથાના વાળ ઓળવા નહીં

૩૩ નગ્ન બાળક ધવરાવવો

૩૪ જાના જતા ગાડી વગેરેમા બેસવુ નહીં, અને બેસે તો તીર્થ કરસતા પડે નરકમા

૩૫ પાણી ભરીને દેરાસરમા આપવુ નહીં, અને આપે તો સમકિત પામે નહીં, ને નરકમા પડે

૩૬ ચોવીશ પહોર સુધી એકજ જગ્યાએ બેસી રહેવુ, પછી તે જગ્યાને લીંપવી, અને ગોમૂત્ર છાટીને પવિત્ર કરવી, અને પછી સર્વ કામ કરવા

૩૭ ઋતુવતી નારી પહેલે દિવસે ચડાલણી સરખી, બીજે દિવને બ્રાહ્મણની ઘાત કરનાર સરખી, અને ત્રીજે દિવને ધોબણ સરખી સમજવી

૩૮ ઋતુવતીનુ મુખ જોતા એક આયબિલ લાગે

૩૯ ઋતુવતીની સાથે રાગની વાતો કરીએ તો પાચ આયબિલ લાગે

૪૦ વળી કહ્યુ છે કે કમલા રાણીએ પ્રભુને વાદી અને ફુલ ચડાવ્યા તેથી લાખ ભવ સુધી રખડી

૪૧ ઋતુવતી દેવતાને લે તો અઠ્ઠમ લાગે, અને અડકે તો છઠ્ઠ લાગે, માટે કાઇ કરવુ નહીં

૪૨ ઋતુવતીને ખાતા ભોજન વધે તે અન્ન ઢોરને નાખે તો બાર [illegible] કરવા પડે

દિન સાતે જિનવર પૂજીજે, નાત જાત વિષે જમવા તવ જઈયે,
વલી હાથે દાન તદા દીજે સુણ૦ ૬
ઋતુવતી તુમે અલગી રાખો, ઘર કારજ કાંઈ મત ભાખો,
અન્ન પાણી શય્યા દૂરે રાખો સુણ૦ ૭
ઋતુવતી સાધુને વહોરાવે, તસ પાતકથી નરકે જાવે,
પામે મહાવ્રત અવગા થાવે સુણ૦ ૮
ઋતુવતી જે વહાણમા બેસે, તે પ્રવહણ સમુદ્રમા પેસે,
તોફાન ઘણેના તે લહેરી સુણ૦ ૯
સચ્છ ઢિંગલો થાયે કાળો, એકેંદ્રિય દલને દુઃખ ભાળો,
તો પંચેંદ્રિય વિશેષે ટાળો સુણ૦ ૧૦
શિવાદિક શાસ્ત્રે એમ વાણી, ઋતુવતી રાખો દૂર જાણી,
વળી અનુર દુગને ઈમ વાણી સુણ૦ ૧૧
પહેલે દિન ચાંડાલણી નરખી, બીજે દિન બ્રહ્મઘાતણી નિરખી,
ત્રીજે દિન ધોબણડી પરખી સુણ૦ ૧૨
ખાંડણ પીસણ રાંધણ પાણી, તસ ફરસે દુઃખની લહે ખાણી,
વાનીને હોય જ્ઞાનની હાણી સુણ૦ ૧૩
સૂત્ર સિદ્ધાંત મનમાં નાવિ ફરે, અમજ થાયે આશાતના સબલે,
પહોર સોલીશ પછી ના એહવી મને સુણ૦ ૧૪
આશાતના અગજાયની રાખી, જિનમુનિ રત્નવિજય ગુરૂ સાખી,
ધર્મકરણી સાચી ભાખી

મુવા રાવણ દુર્યોધન ગર્વમા રે, જેણે જુદ્ધો કર્યાં છે અપાર,
દુ ખો નરક તણા તે ભોગવેરે, કર્યાં પાપો નથી ટળનાર જીવ ૧૦
તજ તોફાન તું હવે માનવી રે, ભજ ભક્તિ થકી ભગવાન,
તપ સંયમ દેને આદરીરે, ધરી પ્રભુજી વીરનુ ધ્યાન જીવ ૧૧
ચેત ચતુર તુ હવે આજથી રે, કર પ્રભુ કેરા ગુણગાન,
હજી બાજી છે તારા હાથમાંરે, કહે ખાંતિશ્રી તે ધર કાન જીવ ૧૨

## કોડાય મંડન શ્રી અનંતનાથ જિન સ્તવન (૧ લું.)

( થવાનુ ના થવાનુ કહે નજુમી એ રાગ )

વિભુ અનંત સુખ દાતા, વસ્યા કોડાય શુભ ધામે,
અગોચર અલખ વીતરાગી, તરે નર આપના નામે ૧
અહર્નિશ આપના સ્મરણે, દિનો વિતતા અતિ પ્રેમે,
પ્રતિમાના રૂડા દર્શન, નયન મમ હેતથી પામે ૨
અયોધ્યામા પ્રભુ જન્મ્યા, સુશીલા સુયશા માતા,
પિતા સિંહસેન જગ ત્રાતા, પ્રજાને પૂર્ણ સુખદાતા ૩
અમોને શ્રેષ્ઠ સુખ આપો, કુડા કર્મો સહુ તજીએ,
પરમ આનંદ પ્રાપ્તિમા, પ્રભુને હોશથી ભજીએ ૪
પ્રપંચોથી ભર્યાં વિશ્વે, જણાયે રંગ કંઈ ન્યારા,
અમોને એક તત્ર શરણુ, નથી કંઈ વાસના પ્યારા ૫
સ્મરનના શ્રેયમા હોશે, હૃદય બળ અર્પજો અમને
સુનંદા-ખાંતિશ્રી પ્રાર્થે, પ્રભુ સુખકાર હો

મુવા રાવણ દુર્યોધન ગર્વમા રે, જેણે જુદ્ધા કર્યા છે અપાર,
દુ ખો નરક તણા તે ભોગવેરે, કર્યા પાપો નથી ટળનાર જીવ ૧૦
તજ તોફાન તું હવે માનવી રે, ભજ ભક્તિ થકી ભગવાન,
તપ સયમ દેને આદરીરે, ધરી પ્રભુજી વીરનુ ધ્યાન જીવ ૧૧
ચેત ચતુર તુ હવે આજથી રે, કર પ્રભુ કેરાં ગુણગાન,
હજી બાજી છે તારા હાથમારે, કહે ખાતિશ્રી તે ધર કાન જીવ ૧૨

---

## કોડાય મડન શ્રી અનતનાથ જિન સ્તવન (૧ લુ.)

( થવાનુ ના થવાનુ કહે નજુમી એ રાગ )

વિભુ અનત સુખ દાતા, વસ્યા કોડાય શુભ ધામે,
અગોચર અલખ વીતરાગી, તરે નર આપના નામે ૧
અહર્નિશ આપના સ્મરણે, દિનો વિતતા અતિ પ્રેમે,
પ્રતિમાનાં રૂડા દર્શન, નયન મમ હેતથી પામે ૨
અયોધ્યામાં પ્રભુ જન્મ્યા, સુશીલા સુયશા માતા,
પિતા સિહસેન જગ નાતા, પ્રજાને પૂર્ણ સુખદાતા ૩
અમોને શ્રેષ્ઠ સુખ આપો, કુડાં કર્મો સહુ તજીએ,
પરમ આનદ પ્રાપ્તિમા, પ્રભુને હોંશથી ભજીએ ૪
પ્રપચોથી ભર્યા વિશ્વે, જણાયે રગ કઈ ન્યારા,
અમોને એક તવ શરણુ, નથી કઈ વાસના પ્યારા ૫
સરવના શ્રેયમા હોશે, દ પ બળ અર્પજો અમને,
સુનદા ખાતિશ્રી પ્રાર્થે, પ્રભુ સુખકાર સો ~ ~

## કોડાય મડન શ્રી અન તનાથ જિનેન્દ્ર સ્તવન ( ૩ જુ.)

( અબોલડા શાને લીઓ છો એ રાગ )

અનતનાથ જિન સ્વામી, વદુ છુ હુ શિર નામી,
અનત શક્તિને જાણી પ્રભુજી, આવ્યો તમારા દરબારી, વદુ૦ ૧
આનદકારી મૂર્તિ તમારી, ભવ્યોના દુ ખ હરનારી, વદુ૦ ૨
અનત જ્ઞાનને અનત દર્શન, અનત છે જ્યોતિ તમારી, વદુ૦ ૩
નિગોદ ચક્રે ભમતો હુ આવ્યો, દુ ખો સહ્યા છે અપારી, વદુ૦ ૪
નદીમા પત્થર ગોળ રૂપ થાટે, પામ્યો મનુષ્ય અવતારી, વદુ૦ ૫
સુખકર સ્વામી દુ ખ હરનારા, હવે ઉતારો ભવ પારી, વદુ૦ ૬
નદન સિંહસેન રાયાના જિનજી, માત સુજસા શીલધારી, વદુ૦ ૭
દાસ ઉપર કૃપા કરીને, ખતેથી લેજો ઉદ્ધારી, વદુ૦ ૮
શ્રી અનતનાથ અરજ ગુજારી, ચિત્તમા લેજો સ્વીકારી, વદુ૦ ૯

---

## શ્રી મહાવીર જિનેન્દ્ર સ્તવન

( જગજીવન જગ વાલહો એ દેશી )

ત્રિશલાનદન વીરજી, મ્હારી અરજ સુણો જગતાત લાલ રે,
ભવ ભવ દુ ખ જે મે લહ્યા, કેટલી કહુ દુ ખ વાત લાલ રે
નિશલા૦ ૧

# गुणाकृष्टपण्डित-मणिशङ्करकविना कृता-ग्रन्थकर्त्र्याः स्तुति ।

( शार्दूलविक्रीडितच्छन्द )

स्वाध्यायाध्ययने व्रते च नियमे लग्नाऽर्हतां सस्तुतौ,
जैनानामुपदेशदानविषये सम्प्राप्तविद्यायना ।
उत्साही विपदा जनेष्वभिपदं सम्पादयित्री कृपा,
शान्तिश्रीर्जयतात् प्रसन्नवदना साक्षात्तितिक्षोपमा ॥१॥

तच्छिष्याऽपि विशुद्धसंयमपरा धीरा तपोपार्जने,
शास्त्रस्याऽभ्यसने जिनार्चनविधौ चोत्साहपार्थोऽधिका ।
जीवानामभयप्रदानपरमा पापाङ्कप्रक्षाल्पिनी,
सर्वानन्दकरी सुशीलनियमा जीयात् सुनन्दा सदा ॥२॥

( शिखरिणी- )

सुविद्यासत्पात्रं भवतु तव गात्रं श्रमणिके !,
मनस्ते शान्तिश्रीचरणजलजाते भ्रमरकम् ।
सदा ते सद्वाचा निगमगमभाषासु भवतात्,
सुनन्दे ! आनन्दस्तव वपुषि नित्यं विरमतु ॥३॥

१ नदी